खाञ्ज्यपाङ्गुल्यकुब्जत्वं शोषोऽङ्गानामनिद्रता ॥२१॥
गर्भशुक्ररजोनाशः स्पन्दनं गात्रसुप्तता ।
शिरोनासाक्षिजत्रूणां ग्रीवायाश्चापि हुण्डनम् ॥२२॥
भेदस्तोदार्तिराक्षेपो मोहश्चायास एव च ।
एवंविधानि रूपाणि करोति कुपितोऽनिलः ॥२३॥
हेतुस्थानविशेषाच्च भवेद्रोगविशेषकृत् ।

શ્રી રામ સમર્થ.

# [illegible]મસ સીંહસ્થ મહાત્મનું સુંદર અને સરળ ગુજરાતિ ભાષાંતર.


કરનાર.

વૈદ્ય પ્રભાકર કૃષ્ણ પંજે નાસિકકર.

આયુર્વેદિક, અને ઔદ્યોગીક, રસાયન શાસ્ત્રી.



પ્રસિદ્ધ કરનાર.

લક્ષ્મણ રામચંદ્ર કરમરકરે.

પોતાના

નાસીક મુકામે શ્રી સમર્થ છાપખાનામાં છાપ્યું.

સન. ૧૯૦૬

કિંમત ૬ આના.

खाञ्जयपाङ्गुल्यकुब्जत्वं शोषोऽङ्गानामनिद्रता ॥२१॥
गर्भशुक्ररजोनाशः स्पन्दनं गात्रसुप्तता ।
शिरोनासाक्षिजत्रूणां ग्रीवायाश्चापि हुण्डनम् ॥२२॥
भेदस्तोदार्तिराक्षेपो मोहश्चायास एव च ।
एवंविधानि रूपाणि करोति कुपितोऽनिलः ॥२३॥
हेतुस्थानविशेषाच्च भवेद्रोगविशेषकृत् ।

सङ्कोचः સંકોચાવું संकोच, पर्वणाम् પર્વોનું पर्वोका, स्तम्भः જકડાઈ જવું स्तम्भ, अस्थनाम् હાડકાં अस्थियों, पर्वणाम् अपि અને પર્વોમાં और पर्वोंमें, भेदः ભેદ भेद-वत् पीड़ा, लोमहर्षः રૂંવાડાં ઊભાં થવાં रोमहर्ष, प्रलापः પ્રલાપ प्रलाप, पाणि-पृष्ठ- હાથ, બરડો हाथ, पीठ, शिरोग्रहः च અને માથું જકડાઈ જવું और शिरका जकड़ा जाना, खाञ्ज्य- લંગડાપણું खंजता, पाङ्गुल्य- પાંગળા-

# પ્રસ્તાવના.

---

નિર્ગુણ, નિત્ય, નિરામય નિરાકાર સ્વરૂપ એવ પૂર્ણ બ્રમ્હદ્વારા ઉત્પન્ન થયેલિ સર્વ ચૈતન્યરૂપ આદ્યદેવિ શ્રી વિદ્યાદેવી સરસ્વતી જેના પ્રભાવ વડે કરીને શોભા પામેલી શ્રી ગોપાલકૃષ્ણની અલભ્ય ભક્તી જેના લાભનુ પરમસુખ વર્ણન કરવાને કોઇ સમર્થ નથી. એવી ભગવતી બુદ્ધીદેવીના કૃપાપ્રસાદે કરીને અનંતસાન્નિધ્ય અને પરમસુખનું સેવન કરનાર ભાગ્યશાલી નર કોઈ વીરલોજ જોવામાં આવશે. એનુ કારણ કે બધા જીવાત્મા દેહ બુદ્ધીની અસત્ સંગતિમાં નિમગ્ન થયેલા હોયછે. સંસારનાક્ષણિક આનંદ સાગરમાં ડુબકીઓ ખાયછે. અજ્ઞાનરૂપી અંધકારમાં ઢંકાઈ જવાથી નાનાપ્રકારના પાપ, તાપ, દૈન્ય, અને દારિદ્રાદિ દુઃખો ભોગવેછે. તેથી સારાસાર વિચારનો અભાવ થાયછે. તેથી કરીને સર્વ સાક્ષિણી ભગવતીને એવા સંસાર પીડિત બ્રાહ્મણ ક્ષત્રીય, વૈશ્ય-શૂદ્રાદિ જીવ સૃષ્ટીની દયા આવતાં અકસ્માત પોતાના એક અલ્પજ્ઞ અર્ભકના હૃદયમંદીરમાં સ્ફુરણદ્વારા પ્રેરણા કરી સ્વહસ્તે પોતાના જ્ઞાનરૂપ પ્રકાશવડે સમગ્ર પાપ, તાપ, દૈન્ય, અને દુઃખનો

खाञ्ज्यपाङ्गुल्यकुब्जत्वं शोषोऽङ्गानामनिद्रता ॥२१॥
गर्भशुक्ररजोनाशः स्पन्दनं गात्रसुप्तता ।
शिरोनासाक्षिजत्रूणां ग्रीवायाश्चापि हुण्डनम् ॥२२॥
भेदस्तोदार्तिराक्षेपो मोहश्चायास एव च ।
एवंविधानि रूपाणि करोति कुपितोऽनिलः ॥२३॥
हेतुस्थानविशेषाच्च भवेद्रोगविशेषकृत् ।

सङ्कोचः સંકોચાવું संकोच, पर्वणाम् પર્વોનું पर्वोका, स्तम्भः જકડાઈ જવું स्तम्भ, अस्थनाम् હાડકાં अस्थियों, पर्वणाम् अपि અને પર્વોના और पर्वोंमें, भेदः ભેદ भेद-

[ ૨ ]


| | | |
|---|---|---|
| ૧૪ | ત્રિપીંડી શ્રાદ્ધ વિધી વર્ણન | ૬૪—૭૦ |
| ૧૫ | યાત્રા ગોદાનના જુદા જુદા પ્રકાર | ૭૦—૭૨ |
| ૧૬ | ગુરૂ અને ગંગાના પુજનનો વિધી | ૭૩—૭૬ |
| ૧૭ | હોમાદી વિધીનું વર્ણન .. | ૭૭—૮૦ |
| ૧૮ | ગોદાવરી પ્રદક્ષિણનું વર્ણન | ૮૦—૮૪ |
| ૧૯ | તીર્થ યાત્રાદિ ફલ મહાત્મ્ય સંક્ષીપ્ત વર્ણન............ | ૮૪—૮૬ |

શ્રીરામસમર્થ.



# સિંહસ્થ વર્ષનું મહાત્મ, સંસ્કૃત પરથી ગુજરાતી તરજુમો.

## શતર્ચિ અને ગૌતમ સંવાદ.

## પ્રકરણ ૧ લુ.

હજારો વરસ પેહલાં એક વખત શતર્ચિ અને ગૌતમઋષી પોતાના આશ્રમમાં બેશી એક બિજાસાથે દુનીયાની સારાસાર બાબતોપર ચર્ચા કરતા હતા, ત્યારે શતર્ચિ ઋષીએ મોટી નમનતાઇથી ગૌતમને આગ્રહ કર્યોકે; હે તાતજી, પ્રણો

પુરાતન અને ચમત્કારીક એવો એક ઇતીહાસ મારા સાંભળવામાં આવ્યોછે. તે આપની આજ્ઞા હોય તો કહી સંભળાવું.

ગૌતમઃ–ખુશીથી કહે. હું ઘણા આનંદથી સાંભળીશ,

શતર્ચિઃ–પૂર્વે સૌવીર દેશમાં બ્રાહ્મણોનું મનોભાવથી પુજન કરવાવાળો. વિષ્ણુ ઉપાસક ઇંદ્રિયોને તાબેકરીછે એવો મહા વિખ્યાત ગોવિંદ નામનો બ્રાહ્મણ રહેતો હતો, તેને ચાર પુત્રો હતા. તેમાંથી રામચંદ્ર નામનો મોટો પુત્ર રૂપવાન તેમજ ગુણવાન હતો. પણ બચપણથી નઠારી સંગત લાગવાથી શ્રેષ્ઠ એવા સ્વધર્મને વિસરી જઇ, મદીરા દેવીનો પરમભક્ત થયો, અને બ્રાહ્મણોની નીંદા અને દ્વેષ કરવા લાગ્યો. વિષયવાસના અને કુછંદમાં પ્રિતી વધી, અને પરદારાને આધીન થઇ રહ્યો. તેમજ તેના વડીલોએ જે દ્રવ્ય સંપાદન કર્યું હતું તે આવા પાપકર્મમાં ખોયું, તેથી તેણે ગામમાં ચોરી કરવી શરૂ કરી. તેથી ત્યાના રાજા એ ક્રોધમાં આવી તેને હદપાર કર્યો.

હદપાર થવાથી રામચંદ્ર પોતાના બાપસાથે સૈહ્યાદ્રી પર્વત ઉપર આવીને રહ્યો ત્યાંપણ તેણે પોતાની તસ્કર વિદ્યાને છોડી નહી તે હમેશ પ્રાણીની હીંસા અને ચોરી કરી દ્રવ્યાર્જનથી

પોતાનું ગુજરાન કરાવા લાગ્યો. એ પછિ કેટલેક દિવસે સિંહસ્થ પર્વણી આવી, તેથી ચારી દિશાથી મોટો યાત્રા ભેગીથવાલાગી અને શ્રી ત્રિબકેશ્વરના દર્શન અને સ્નાન, દાન, શ્રાદ્ધ વીગેરે ક્રિયા કરીને સૈંહ્યાદ્રી પર્વત પરથી ઉતરી પોત પોતાને ગામ-તરફ પાછા ફરતા એવા ઓને લુંટી; હીંસા કરી રામચંદ્ર પોતાનું ગુજરાન ચલાવવા લાગ્યો.

એવામા એક વખત અનાયાસે તે દુષ્ટ, ઘાતકી રામચંદ્રનો અંત થયો. અને તેને લઇજવા યમદૂતને બદલે શિવદૂત આવીચ્યા. અને પોતાના દિવ્ય વિમાનમાં બેસાડી શિવ-લોક તરફ લઈ ગયા. તેથી મે અજાયબ થઇને આ ઇતીહાસ કેહનારને પ્રશ્ન કર્યો કે આવા ઘોર પાપકર્મ કરનારને શીવ-લોકમાં જગા કેવી રીતે મળી તે કેહો? તેણે જવાબ આપ્યો કે " જેને શ્રી ગંગા ગોદાવરીના પુણ્યદાઇ સ્નાનનો મહત લાભ થયોછે, તેવા ભાવીકોના સ્પર્શ માત્રે કરીને તે પાવન થઈ ગયો તે પછી ગંગાનુ સ્નાન અને પાન કરનાર પોતે અસંખ્ય લાભને પ્રાપ્ત કરેછે, તેમાં નવાઇ નથી અને તેના સર્વ પાતકોનો નાશ થાયછે. "

આવી આ ધન્ય ધન્ય ગૌતમી ગોદાવરી છે. જેનું સ્નાનફલ, તેમજ સ્નાન કરનારા પણ ધન્યતાને પામેછે. તેમજ આ ગોદાવરીનું પવીત્ર ચરીત્ર જે શ્રવણ કરશે તેને

---

२५६. परीत्र—परीत्रा (श. ज.)

રહેજમાં ગોદાસ્નાનનું ફલ પ્રાપ્ત થશે અને અતી ઉત્તમ લાકને પામશે.

---

## પ્રકરણ ૨ જું.

---

**શતર્ચી:**—હે ગાૈતમ સીંહરાશીમાં ગુરુ આવવાથી પ્રકારે ગંગાના સ્નાનના મહિમા વધે છે તે મેં જાણ્યું પણ આ સોંહસ્થ પર્વણીમાં કયા કયા દાન કયે પ્રકારે અને વિધીએ દેવા અને તેનું ફળ શું અને જે આચરણથી અસંખ્ય લોકો સદગતીને પામેછે તે કેવા પ્રકારનું હોવું જોઇયે તે કૃપા કરી કહો.

**ગાૈતમ:**—હે પુત્ર તેં જે ગુપ્તવાત મને પુછી તેના ખુલાસો હુ કહું છું તેનું સાંભળ. જે તીથીએ સિંહરાશીના ગુરુ આવ તે દીવસે ધીવડે કુંભ ભરીને (ઘડો) દસ ઘડીની અંદર વેદ વિધાસંપન્ન એવા બ્રાહ્મણની અર્ઘ્ય પાદ પુજા કરીને વસ્ત્ર, અલંકાર, ભૂષણ હીરણ્ય દક્ષિણા વીગેરે શક્તી અનુસાર આપી તે ઘીથી ભરેલા ઘડો બ્રાહ્મણને દાન કરવામાં આ

તો એકસો ગાયનું દાન કરવા જેટલું ફળ પ્રાપ્ત થાયછે અને આ દાને કરીને તે પ્રાણી નિ:સંશય મુક્તીને મેળવે છે. તો હે બ્રાહ્મણોત્તમ ઉપર જણાવેલી વખતે ધૃત કુંભ દાનજ શ્રેષ્ટ કહેલું છે. અને તેથી કરીને સર્વ પાતકી જીવો મુક્ત થઇ સર્વ દેવતાઓને પ્રીય થઈ પડેછે.

તેમજ આ સિંહસ્થ વરસમાં જે કોઇ ગોદ્મામહાત્મનું પુસ્તક સુવર્ણના સિંહ સહીત સત્પાત્ર બ્રાહ્મણને દક્ષણાસહ અર્પણ કરશે તો તે દાનનું ફલ કથન કરવા ચતુર્મુખ બ્રહ્મા પણ સમર્થ નથી, તો પણ હું કામા કહું છું કે તે ભાવીક જે જે પ્રકારની ઇચ્છા ધારણ કરશે તે સર્વ તેને પ્રાપ્ત થશે. એટલુંજ નહી, પણ આખરે શ્રી વિષ્ણુના રૂપને પ્રાપ્ત કરશે.

**શતર્ચી:**—હે બ્રહ્મન્, આપે કહેલા ધતકુંભ દાનવડે અને પુસ્તકના દાનવડે કયો પામર પ્રાણી ઉધ્ધારને પામ્યોછે, તેનો કોઇ ઇતિહાસ કથન કરશો તો મારી અને બીજા ભાવીકોની ખાત્રી થશે.

**ગૌતમ:**—હે વત્સ, તારી શંકાનું નિવારણ કરવાહું એક પુરાતનમાં બનેલો દ્દષ્ટાંત કહું છું તે તું ચિત્ત દઇને સાંભળ.

પુર્વે અવંતી નામના નગરમાં શોભન નમાનો બ્રાહ્મણ

રેહતો હતો. તે માત્ર બ્રામ્હણ કૂલમાં જન્મ પામ્યો, એટલુંજ પણ કાયમ મદીરાપાન કરતો; પરદારામાં આસક્ત રેહતો; પ્રાણીહીંસક; ધૂત; અને જુગારમાં એક્કો અદાતાઃ ધન ધાન્ય હરણ કરનારો; કલહ કરનારો, લજ્જાહીન અભીમાની, ક્રોધી, ચાંડાળ લોકોપાસેથી કદાનો લઈ હમેશ પોતાની દાસીને આપનારો એવો આ નરાધમ નીંદાને પાત્ર કાર્યો આચરતો.

પછી એક વખતે તેની રખાતે તેને કહ્યું કે, આ જે ઘરમાં કુલ દ્રવ્ય નથી, તેથી ગમે તે પ્રકારે પૈસો લાવી દે. ચોરી કરીને નહી તો આખરે પોતાની લગ્નની સ્ત્રી ઉપરના દાગીના વેચીને પણ પૈસો લાવીદે નહી તો પૈસા વગર જો આંજ મારે ત્યા આવ્યોછે તો તને મારીને બહાર કાઢીશ એવું સાંભળી તે નરાધમ પોતાને ઘરે ગયો.

ત્યારે આપણા પતીની સ્વારી ઘેર આવેલી જોતાંજ તેની પતિવ્રતા સાધ્વી સ્ત્રી મોટા આનંદથી ઉઠીને ઉભી રહી. તે વખ્તે તણે કહ્યું—આજ ઘરમા દાણા નથી. માટે દાણા લાવવા સારૂ તારા અંગ ઉપરના દાગિના મને દે. એવા ધણીને શબ્દ સાંભળીને તે સાધ્વી સ્ત્રી નમ્રતાપૂર્વક કેવા લાગી કે દાગિના આજ નથી. કાલે પરમદાડે આપિશ એ શબ્દ સાંભળિને તે નિરાશ થઇને થોડી વખત વિચાર કરવા બેઠો.

કે એથી રાખેલીને સુખ થશે નહીં, ત્યારે હવે સું કરવુ ? એવા વિચારમાં હતો. અને તેના મનમાં દુષ્ટ વિચાર આવ્યો અને તે શોભનનામના બ્રામ્હણે પોતાની સાધ્વી સ્ત્રી સુતેલી હતી તે જોઇને તે દુરાત્મા એ તેનો તલવારથી વધ કર્યો અને તેના આંગ ઉપરના દાગિના લઇને પોતાની રાખેલીના ઘેર આવ્યો, અને તે દાગિના આપીને બેજણા ખુષી થયા.

એ પ્રકારે તે દુરાચારી બ્રામ્હણ એક વખતે સીંહરાશીમા ગુરૂ આવવાથી વૈશ્યથીતે શૂદ્ર સૂધી બધા પાસેથી હાથી, ઘોડા શય્યા અને ઘતકુંભ એવા અનેક પ્રકારના દાનો મેળવીને ઘરે જતો હતો. તેવામાં અનાયાસે ઠેસ લાગવાથી એક (ઘૃતકુંભ) ઘીથી ભરેલો ઘડો એક બ્રામ્હણના ઘરમાં પડયો અને તેને ઇજા થવાથી આ પાપી બ્રામ્હણનો મૃત્યુ થયો ત્યારે યમદૂતો આવીને તેને લઇચાલ્યા. તે સમયે એવો ચમત્કાર બન્યો કે યમદૂતોનો શંખ. ચક્ર; ગદા, પદ્મ, વનમાળાઓવડે વિભૂષીત નંદ અન સુનંદ જેમાં પ્રમુખ છે એવા ચતુર્ભુજ પીતાંબર ધારણ કરેલા કીરીટ કુંડલ યુકત સૂર્ય સમાન દેદીપ્યમાન એવા વિષ્ણુ દૂતો સાથે મેળાપ થયો અને તેઓએ તે બ્રામ્હણને યમદૂતો પાસેથી છોડાવી લીધો એટલામાં રેવત. અજો ભવ, ભીમ, બાણ, ઉગ્ર, વૃપાકપી ભસ્મ અને રુદ્રાક્ષ ધારણ કરનારા ડમરુ અને ત્રીશૂલ હાતમાં લીધેલા ચતુર્બાહુ અને ચતુર્મૂખ એવા શીવના દુત મોટેથી શીવનામનો

ઉચ્ચાર કરતા આવીચડ્યા. અને વિષ્ણૂ અને શીવદુત એ બન્નેનો ભેટોથયો. શીવદૂતોએ કહ્યું કે શ્રી શંકરજી એ આ પરમ ભકતને શીવલોકમાં લાવવા વાસ્તે આજ્ઞા કરેછે. તેથી તેને અમારે સ્વાધીન કરો. વિષ્ણુદુતો એ જવાબ આપ્યા કે આ ઘણો પુણ્યવાન બ્રામ્હણ હોવાથી વિષ્ણુ લોકને જવો જોઇયે અને તેમાં તમારી પણ સમ્મતીની જરૂર છે. એ તેમનૂં કહેવું કબુલ રાખી શીવદુત પાછા ફર્યા. પણ સમસ્ત જનો વિચારે કરવા લાગ્યા કે અહો આ તે કેવુ આશ્ચર્ય આ પ્રાણીએ એવા કયા મહત પુણ્યના પ્રભાવથિ આવુ સુખ મેળવ્યુ. અને વિષ્ણુ રૂપને પામ્યો ?

**ગૌતમઃ**—આ પાપી દુરાત્મા ઘીથી ભરેલા ઘડા લઇ અવંતી નગરના માંર્ગમાં ચાલતાં તેનો એક ઘડો એક પવીત બ્રામ્હણના ઘેરમાં પડસો. એટલાજ પુણ્યના પ્રભાવથી તેના બધા પાતકોનો નાશ થયો. અને તે વિષ્ણુરૂપને પામ્યો. એટલા માટે હે વત્સઃ-આ મૃત્યુ લોકમાં વાસ કરનારો સર્વ જનો એ આ સીંહસ્થ પર્વણીમાં શ્રી ગૌતમી ગંગાનૂં સ્નાન કરવૂં અને શ્રી ત્રંબકેશ્વરનું પૂજન કરવૂં સૂવર્ણની પ્રતિમારૂપી વાછડાવાળી ગાય કરી ઘીના ભરેલા ઘડા સહીત વસ્ત્રાલંકાર અને દક્ષણાથી બ્રામ્હણને સંતુષ્ઠ કરવો. જે દાનનૂ પુંણ્ય વર્ણન કરવા દેવતા પણ સમર્થ નથી.

તેમજ જે કોઇ આ ગાયના ઘીથી ભરેલા ઘડાના દાનનું આંખ્યાન વાંચશે. અને સાંભળશે, તેના પણ સર્વ પાતકો રોગાદી પીડા ભસ્મ થઇજશે. ધનની ઇચ્છાવાળાને ધન મળશે. પુત્રની અપેક્ષા રાખનારને પુત્ર મળશે મોક્ષાર્થિને મોક્ષ મળશે એવા ભાવીક પુણ્યના અધીકારી યશવાળા અને લાંબા અયુષ્યવાળા થશે. અને આખરે વિષ્ણુરૂપને પામશે.

આ મહાન પુણ્યદાતા ઇતીહાસ સીંહસ્થમહાત્મના બીજા પ્રકરણમાં પુરો થયો છે.

---

## પ્રકરણ ૩ જું.

### સ્કંદ અને શ્રી શંકરનો સંવાદ.



સ્કંદઃ—હે તાતજી, મે અગાડ એક વખત બ્રહ્મદેવને મોઢેથી એવી કથા શ્રવણ કરીહતી કે-જે વખતે સીંહરાશીમાં ગુરૂ આવે છે તે વખતે પૂર્વે ગૌતમમુનીએ મહાન તપ કરીને શીવની આરાધનાથી શ્રી શંકરને પ્રસંન્ન કર્યા, અને તે-

મની પાસેથી તેમની જટામાં વાસ કરનારી ત્રૈલોક્ય પાવની ગંગા માગીલીધી અને તે જગતનો ઉધ્ધાર કરવા તેમના ભકતીબળે કરીને પ્રગટ થઈ છે તેને ભેટવા અને તેને કાંઠે વાસ કરવા તેત્રીશ કોટી દેવ, સુરવર અને બધા તીર્થો ત્યાં ભેગા થાયછે. અને એક વરસ ત્યા રહીને ગંગાનું પૂજન; સ્નાન; પાન; દાન વીગેરે મોટા ભકતી ભાવથી અને પ્રેમથી કરીને આનંદમાં નિમગ્ન થઇને વરસની આખરે પોતપોતાને સ્થળે ચાલ્યા જાયછે એ પ્રમાણે વિધાતા એ કહ્યું.

તો હે જગત્પ્રભો, એવો તે ગૌતમી ગંગાનો વિશેષ ફલદાય પ્રકાર શું છે? અને તે સઘળાં દેવતાઓને પોતાનું સ્થાન છોડી આવવાનો અને દેવ સુરવરો આ સીંહસ્થના વરસમાંજ દેવ-લોક છોડીને આવવાનો હેતુ શો. અને એવી તે શ્રેષ્ટ ગોદાવરી ક્યાં છે. સર્વ તીર્થોનો અને તેનો સંગમ કયાં થાય છે. અને આવે આનંદમય વખતે જે ઠેકાણે સર્વ દેવો વાસ કરેછે. તે અત્યંત શ્રેષ્ટ કુશાવર્ત કયાં છે? એ સઘળુ આપની વાણીથી સાંભળવાની મને ઘણી ઇચ્છા થઇછે. તો તે મારી જીજ્ઞાસા પુરી કરો.

**શીવઃ**—ત્રંબકેશ્વરમાં કુશાવર્ત, કનખલ, ગંગાસાગર એ ત્રણ ઠેકાણે માત્ર દુર્લભ એવી ગંગા ગૌતમના સ્કંધમાંથી

ઉત્પન્ન થઇછે. બીજે સર્વ સ્થળે તે સુલભછે. તેથી આ ગૌતમી ગંગા કહેવાયછે. તેમજ બે લાખ કૃતયુગનાં ગયા ત્યારે અને ચક્રકર્તા માંધાતા હોઇને કુર્માવતારમાં સીંહરાશીમાં ગુરૂ આવ્યો, ત્યારે બ્રમ્હાદ્રીશીખરમાંથી ગંગા ઉત્પન્ન થઇ પુર્વ સાગરને મળી માટેજ ગૌતમી ગંગા વીશેષે કરીને સીંહસ્થના વરસમાં વધારે પુણ્યદાતા છે. સીંહસ્થ જેવો બિજો પુણ્યનો વખતજ નથી.

તો હે કાર્તિકેય, આ ગૌતમી ગંગા સદા સર્વદા પુંણ્ય પાવનીતોછેજ. પણ સીંહસ્થમાં વીશેષ મહાત્મ મનાય છે. અને આપણા સર્વ પીતરો આનંદથી એવી ઇચ્છા ધરાવે છે કે અમારા વંશમાંથી કોઈ પણ એકાદો આ સીંહસ્થ પર્વણીમાં શ્રી ગોદાને કાંઠે જઇ. સ્નાન, યથાવિધી શ્રાધ્ધ, પીંડદાન કરશે તો તેના પુણ્યવડે કરીને અમને સ્વર્ગમાં કાયમનો વાસ મળે. વળી આ મહાન પર્વણીમાં ઇંદ્ર પોતે પોતાની અપ્સરાને લઇનિ ગૌતમતીર્થ વીશે આવેછે. અને પૃથ્વી ઉપરના શ્રી વિસ્વેશ્વરાદી બધા લીંગો બ્રમ્હા, વિષ્ણુ, મહેશાદી બધા દેવતા કશ્યપાદી બધા રૂષીઓ ઇત્યાદી સર્વ તીર્થો સર્વ પાપોને ધોઇ નાખવાવાળી શ્રી ગૌતમી ગંગાના મૂળ ઉત્પત્તી સ્થાનમાં વાસ કરવા આવેછે માટેજ સીંહરાસિમાં ગુરુ એ સર્વ પાપ ક્ષય કરનારોછે. તે વિશે હું એક પુરાતન કથા કહું તે સાંભળ.

પૂર્વે સર્વ તીર્થો અસંખ્ય જનોવડે ધોવાયલા પાપથી દુષીત અને ઘણા મલીન થવાથી અતિ ત્રાસને પામ્યા અને બધા એકઠા મળી મને ( શંકરને ) શરણે આવ્યા અને બોલ્યા કે હે નાથ, અમો અસંખ્ય પાપી જનોના પાપો નાશ કરવાના સંસર્ગેમાં અતિશય મલીન થયા છીયે અને અમારા શરીર દાઝી ગયાછે. તેથી અમારામાં હવે મહા પાતક નાશન શક્તી પણ રહી નથી. તો હે પ્રભો, હવે અમારે ક્યાં જવૂં, અને શુ કરવું ? તે કૃપા કરી કહો.

આવા પ્રકારે સર્વ તીર્થોની વિનંતી સાંભળી શંકર બોલ્યા તમોને પાવન થવાનો હું એકજ ઉપાય કહુંછુ કે જે વખતે સીંહરાશીમાં ગુરૂ આવે તે વખતે તમે બધા મળી ગોદાવરી તીર્થ ઉપર આવો, અને ત્યા એક વર્ષ સુધી અમારી સંગતીમાં રહો એટલે તમે પાવન થઈ જશો. એમ કહીને તેઓને સાથે લઈ શ્રી શંકર ત્ર્યંબકક્ષેત્રનેવિશે પધાર્યા. અને ત્યાં એક વર્ષ સુધી રહીને સવ તીર્થોને પાવન થએલા જોઇને બોલ્યા કે તમારે દરેક સિંહસ્થનો વર્ષમાં અત્રે એક વર્ષ રહિને તમારી જગોએ ચાલ્યા જવૂં. શંકરના એવા વચન સાંભળીને સર્વ તીર્થો પોતપોતાને ઠેકાણે ગયા, અને તેથીજ સિંહસ્થ સર્વ કાળમાં પુણ્યકાળ કહેવાય છે.

હે ષડાનન, આ ગોદાવરીતું મહત્વ કેટલું પુણ્યવાળ

છે તેવિષે હૂં એક તને ખરી બનેલી ચમત્કારીક વાત કહું તે ધ્યાન દઇ સાંભળ. જેથી તારી ખાલી થશે.

પૂર્વે કૃતયુગમાં આ ધરતીપર ચંદ્રસેન નામનો રાજા રાજ્ય કરતો હતો. પણ તે રાતદીન પોતાના ધર્મથી વીમુખ રહી, મધપાનાદી પાપચરણો આચરવામાં મગ્ન રહેતો. આવા દુષ્ટ કામોમાં તેની ઘણી ખરી આયુષ્ય વિત્યાબાદ તે એક દિવસે મૃત્યુપાશવડે મરણને પામ્યો. અને યમદૂતોએ તેને ખૂબ જોસથી બાંધીને યમદરબારમાં હાજર કર્યો જેને જોઈ તરતજ, યમરાજાએ પોતાના ચિત્રગુપ્તને પુછયું કે આ માણસે પુણ્ય અને પાપ કેટલું કેટલું કર્યુંછે તે તપાસીને મને કહે. તેના જબાબમાં ચિત્રગુપ્તે કહયું કે આણે પુણ્ય તો બીલકુલ કર્યું નથી. પણ જે કર્યુંછે તે બધું પાપ છે, માટે તેવા અગણીત પાપને માટે શું શીક્ષા કરવી તે ફરમાવો. એટલામાં ત્યાં હાથમાં ત્રીશૂળ લઇ ભસ્મથી ભુષીત થયેલા. જટાધારી, બળદપર સ્વારી કરેલા શીવસ્વરૂપી શીવદૂતો આવીને તેને લઈ જવા લાગ્યા. આ જોઇ યમધર્મ બોલ્યા, આ શીક્ષાને પાત્ર હોવા છતાં તમો તેને લઇ જાવછો તે શું ? શીવદૂતો એ જબાબ આપ્યો કે. પૂર્વે એક વખત સિંહસ્થ પર્વણી આવી હતી તે વખત ઉનાળાની રૂતુમાં ગરમીથી ત્રાસી જઇને પોતાની રૂપવંતી રાણીઓ સહીત ત્ર્યંબકેશ્વર

આવ્યો હતો. અને ત્યાં તેણે સર્વ સ્ત્રીઓસહીત મનમાની જળક્રીડા કરી હતી. જે કારણને લીધે તેના સર્વ પાપ ધોવાઇ જઈ તે પવીત્ર થયોછે. કારણ આ સિંહસ્થના પુણ્યકાલમાં જે કોઇ ભકતીવડે અથવા સ્હેજમાં અજાણતાં સ્નાન, અને પાન કરે તેના પાતકોનો લય થાયછે. અને દુઃખ, મોહ, ભય, બંધનથી તે પ્રાણી મુક્ત થાયછે. એમ કહી તે રાજાને વિમાનમાં બેસાડી શીવદૂતો શીવની સમીપ લઇગયા અને યમદુતો પોતપોતાને ઠેકાણે ચાલ્યા ગયા. ઈત્યાદી કથાભાગ આ ત્રીજા પ્રકરણમાં પુરો થયો.

---

## પ્રકરણ ૪ થું.



**શંકરઃ**—હે ષડાનન, હવે જે કથાના શ્રવણ પઠણવડે નસ્સંશય સર્વ પાતકો નાશ પામેછે એવી આ ગોદાવરીના કીનારાપર બનેલી દેવાગમનની સુંદર કથા તને કહુંછું તે સાંભળ.

પૂર્વે સર્વ દાનવોનો રાજા જે ત્રીપુરાસુર દૈત્ય બહુ પ્રબળ

થઈજવાથી દેવબ્રાહ્મણાદીને ઘણો ત્રાસ આપવા લાગ્યો. ત્યારે બ્રમ્હદેવ સહીત સર્વ દેવ દિગ્પાલ મળીને વિષ્ણુલોકમાં જઈ. વિષ્ણુની સ્તુતી કરીને ત્રીપુરાસુર દૈત્યના ત્રાસની હકીકત જણાવી. જેથી મહાવિષ્ણૂ સર્વને સાથે લઇ કૈલાસ પર્વત ઉપર પાર્વતીરમણ પાસે આવ્યા, અને બધા નમસ્કાર કરીને ફરતા બેસી ગયા.

વિષ્ણુ:—આજ અત્રે અમારાં બધાનાઆવવાનું કારણ એવું છે કે ત્રીપુરાસૂર નામના દૈત્યે આ સર્વ દેવોને મહા ઘોર રણકંદનમાં હેરાન કરી પરાજીત કર્યાછે તો તેનો આપ કોઇ વખત કોઇ ઉપાય કરી સંહાર કરો ત્યારે ખરૂં. પણ ત્યાં સુધી અમા બધાને આ ભૂતલપર તેનો ત્રાસ પોંચે નહી એવું નિવાસસ્થાન બતાવો.

શીવ:—તમારા બધાને એવું સુખકર નિવાસસ્થાન મહીંતલપર એક ત્ર્યંબકક્ષેલ છે. અને તેજ ઠેકાણેથી સુળ ગોદાની ઊત્પત્તી થઇછે. એવા નિવાસસ્થાનમાં મારી આજ્ઞાવડે તમે બધા જઇવસો. અને સીંહસ્થના વર્ષમાં જે ગંગાના સ્નાનવડે હજારો પાપ નાશ પામેછે તેનું સ્નાન પાન કરી બધા ત્યાં આનંદમાં રહો. જેથી તમને પડેલો ત્રાસ શાંત થશે અને સંતાપનું સમાધાન થશે.

બ્રમ્હાદીક દેવો એ મહાદેવની એવી આજ્ઞાને આધીન થઈ પોતાના શરીર પીડાના નીવારણ માટે સર્વ દેવો ગોદાવરીને કાંઠે ત્ર્યંબક ક્ષેત્રપર આવીને રહ્યા, પછી કેટલોક વખત વિત્યાબાદ શ્રી શંકરે ત્રિપુરાસુર દૈત્યનો સંહાર કરી ત્ર્યંબકેશ્વર અવીને દેવતા ઓને પોત પોતાને ઠેકાણે જવાનૂ કહ્યું.

**દેવઃ**—હે મહારાજ હવે અમોને હમેશાં આ પુણ્ય પાવન તીર્થમાં રહેવાની ઇચ્છા થઇછે તેથી અમને બધાને અત્રે જુદે જુદે સ્થળે રહેવાની આજ્ઞા કરો.

**શીવઃ**—હે દેવતાઓ તમો સર્વ પ્રતિમારુપે આ ત્રિંબ. કક્ષેતમાં રહો. અને દેહરૂપે પોતપોતાને સ્થાને જઈ ત્યાં નિર્ભયનાથી વાસ કરો.

આવા પ્રકારની શંકરની આજ્ઞા સાંભળી પોતાની પ્રતિમા ત્યાં રાખી સ્વસ્થાને ગયા. અને મારી આજ્ઞાથી આ દેવે. સીંહસ્થમાં દેહધારી થઇને શ્રી ત્રિંબક ક્ષેત્રી આવી રહેછો અને બિજેવખતે પ્રતિમારૂપે રહેછે તેથીજ સર્વ ક્ષેત્રમાં ત્રીંબકેશ્વર મોટું ક્ષેત્ર ગણાય છે.

હે પુત્ર શતાનન્ તને એક ઘણીજ જૂનો અને સકલ

માગ્યુ નહી. માટે તારે પોતાને માટે કંઇ વર માગ અમો દેવા તૈયાર છીએ.

ગૌતમ૦—હે રતિપતીદહન, ગોવીજ જો આપની ઇચ્છા છે તો મને એટલુંજ આપો કે "મે જે આઠલાવખત સુધી સ્તોત્રરૂપે આપની અને માતા ભગવતીની સ્તુતા ગાઈ અને જે સ્તુતીવડે પ્રસન્ન થઇ આપ બન્ને મારો હેતુ સફલ કરવા સ્નિગ્ધ થયા, એવા સ્તોત્રનું જે કોઇ શ્રવણ, પઠણ કરે તેઓની સર્વ મન: કામના આપે પુર્ણ કરવી. અને આ આપની જટાને શોભા દેનારી લોકપાવની ગંગા જે આપને બહુ પ્રીય છે તે જે બ્રમ્હગિરી ઉપર સરીતારૂપે પ્રગટ થઇ, સર્વ તીર્થોને પોતાનાં ઉદરમાં ધારણ કરી પૂર્વ સાગરને જઇ મળવું. અને આવી શ્રેષ્ઠ ગૌતમી ગંગામાં જે કોઇ સ્નાન, પાન, દાન ઇત્યાદી પુણ્યાચરણ કરે તેઓના કાયા, વાચા અને મનવડે બ્રહ્મહત્યાદિ થયેલાં પાપો હે દયાસીંધો આપના વરપ્રસાદે કરીને નાશ પામે એવી મારી પ્રાર્થના છે. તેમજ હે ભક્તવત્સલ, ચંદ્ર કે સુર્ય ગ્રહણમાં અથવા વિષુવ સંક્રાંતમાં, આયન વીગેરે પુણ્યકાલને વિષે અન્ય તીર્થોમા સ્નાન કરવાથી જે

એ પ્રકારે ગૌરીહરને સ્તુતી સાંભળી ઘણો આનંદ થયો. અને બોલ્યા કે હે મુનીવર, અમે તારી નિષ્કામ ભક્તી અને આઘરૂ તપાચરણ જોઈને બન્ને ખુષિ થયાછીયે તો ત્રણે લોકમાં જે કંઇ અત્યંત દુરલભ એવી માગણી માગીસે; અમો બન્ને આપવા તૈયારછીયે.

આ ગૌરીહરનું વરદાઇ વાક્ય શ્રવણ કરતાં વેંતજ ગૌતમ મુનીને પરમ આનંદ થયો, અને તે આનંદના જોસમાંજ—

" अहोदैव महोधर्म अहोलोक प्रपूजनम् ॥
अहोलोकगतिश्चित्रा विश्वकर्त्रे नमोस्तुते ॥ "

એવું વાક્ય ઉચ્ચારીને તે પિનાકપાણીને સાષ્ટાંગ દંડવત કર્યો, અને હાત જોડીને માગણી કરી કે હે ક્ષિતિપતીદહન, આપની જટામાં વાસ કરતી એવી શ્રી ગંગામાતા ત્રણે લોકનો ઉદ્ધાર કરવા સારુ મને દ્યો.

શંકર૦—હે ગૌતમ, આ માગણી તો જો લાશે લોકના જનના ઉદ્ધાર અર્થે કરી; પણ તેં તારેમાટે કંઇ

માગ્યુ નહી. માટે તારે પોતાને માટે કંઇ વર માગ અમો દેવા તૈયાર છીયે.

ગૌતમ૦—હે રતિપતીદહન, ગોવીંદ જો આપની ઇચ્છા છે તો મને એટલુંજ આપો કે "મે જે આઠલાવખત સુધી સ્તોત્રરૂપે આપની અને માતા ભગવતીની સ્તુતી ગાઈ અને જે સ્તુતીવડે પ્રસન્ન થઇ આપ બન્ને મારો હેતુ સફલ કરવા સિદ્ધ થયા, એવા સ્તોત્રનું જે કોઇ શ્રવણ, પઠણ કરે તેઓની સર્વ મનઃ કામના આપે પુર્ણ કરવી. અને આ આપની જટાને શોભા દેનારી લોકપાવની ગંગા જે આપને બહુ પ્રીય છે તે જે બ્રમ્હગિરી ઉપર સરીતારૂપે પ્રગટ થઇ, સર્વ તીર્થોને પોતાનાં ઉદરમાં ધારણ કરી પૂર્વ સાગરને જઇ મળ્યું. અને આથી શ્રેષ્ઠ ગૌતમી ગંગામાં જે કોઇ સ્નાન, પાન, દાન ઇત્યાદી પુણ્યારંભ કરે તેઓના કાયા, વાચા અને મનવડે બ્રહ્મહત્યાદિ થયેલાં પાપો હે દયાસીંધો આપના વરપ્રસાદે કરીને નાશ પામે એવી મારી પ્રાર્થના છે. તેમજ હે ભક્તવત્સલ, ચંદ્ર કે સુર્ય ગ્રહણમાં અથવા વિષુવ સંક્રાંતમાં, આયન વીગેરે પુણ્યકાલને વિષે અન્ય તીર્થોમા સ્નાન કરવાથી જે જે

ફ્ળ પ્રાપ્ત થાય તે બધા ફળ ગંગાના સ્મરણમાત્રે કરીને મનુષ્યને પ્રાપ્ત થાય. કૃતયુગમાં તપ કરવાનો, દ્વાપારયુગમાં યજ્ઞ દાન કરવાનો અને કલીયુગમાં માત્ર દાન કરવાનો યુગધર્મ. તેમજ દેશધર્મ; અને દેશકાળાદીના સંયોગથી પેદાથનારા ધર્મ બધા આ ગંગામાં વાસ કરે. અને સ્મરણમાત્રેકરીને ઉપર કહીગયેલા સર્વ ધર્મ અને પુણ્યમાત્રની પ્રાપ્તી થાય. અને હે ભગવાન, તે ગંગા સમુદ્રતરફ જતાં જે જે સ્થાનવીષે જાય તે તે સ્થળે આપ પણ વાસ કરતારહો, એવી મારી મનોભાવથી પ્રાર્થનાછે.

તેજપ્રમાણે વળી આ ગંગાથી દસ જોજનની અંદર જે કોઇ મહા પાતકિ જનમે તેના મા બાપ સહીત તેનો ઉધ્ધાર થાય. અને તે હદમાં જે કોઇ મૃત્યુ પામે તેને મુક્તી પ્રાપ્ત થાય. અને આ ગૌતમી ગંગા પો[illegible] સ્વર્ગ, મૃત્યુ, અને પાતાળના સર્વ તીર્થોમાં શ્રેષ્ઠ ગણાય, એવી મારી પ્રાર્થનાછે.

શંકર૦—તથાસ્તુ તારા ઇચ્છીત હેતુ મુજબ બધુ સિદ્ધ રહેશે., અને આ ગૌતમી ગંગાનું સર્વ તીર્થોમાં શ્રેષ્ઠ તીર્થ ગણાશે. અને ચારે વેદ પણ આવે મોટૂ

માન આપશે. આ હું તને સત્ય કહું છું. એમ કહી તરતજ પોતાની જટા ગૌતમને સોંપી શ્રી ગિરીજારમણ અંતરધાન થઇ ગયા. પછી ગૌતમ તે જટા લઇ બ્રહ્મ-ગીરી શીખરપર ગયા ત્યારે દેવતાઓએ ગૌતમ ઉપર પુષ્પવૃષ્ટી કરી. ઇંદ્રાદી સકલ દેવ અને રૂષીસહિત ત્યાં સહુ પધાર્યા અને ગૌતમ નામનો મોટથી જયઘોષ કરી તે ગૌતમી ગંગાનૂં યથાવિધી પૂજન કર્યું.

માટે હે ષણ્મુખ આ સર્વ પાપનો નાશકરનારી પુણ્યદાઇ ગોદાવરીમાં સીંહસ્થ પર્વણીમાં જે કોઇ સ્નાન દાન પુજનાદી કરશે તેના સર્વ પાતકો ભસ્મથઇ પાવન થઇ જશે. અને સકલ મનોરથ પૂર્ણ થશે.

---

## પ્રકરણ ૫ મું.

સ્કંદ—હે શંકર, શ્રી ગૌતમરૂષીએ જેમાં ગંગાજી હતા તે જટા લઈ પછી શું કર્યું તે કથા સવીસ્તાર સાંભળવા ઇચ્છા છે તો કૃપા કરી કહો.

**શંકર૦**—ગંગા મેળવ્યા પછી બ્રમ્હગીરી ઉપર રેહેનારા દેવ, ગંધર્વ, ઋષીઓ એ ગૌતમની પુજા કરી અને ગૌતમ તે જટાને બ્રમ્હગીરીના શીખરપર રાખી મારૂં સ્મરણ કરી જટાની અંદરની. ગંગાની પ્રાર્થના કરી કે—

> " त्र्यंबकस्य जटोम्दूते ।
> सर्व काम प्रदायिनी ॥
> क्षमस्व मातः शांतासि ।
> सुखं मम हितं कुरू ॥ १ ॥ "

એવા પ્રકારે ગૌતમની પ્રાર્થના સાંભળી ગંગાજી પ્રસન્ન થઇને બોલ્યાં કે— હે સર્વ મારા ભક્તોમાં ઉત્તમ ગૌતમમુની હવે હું દીવ્યરૂપ ધારણ કરી દેવસદનમાં જઉં કે કમંડલુમાં જઊં કે રસાતળમાં જઊં તે મો કહો.

**ગૌતમ૦**—હે અંબે-સ્વર્ગ, મૃત્યુ પાતાળના સર્વ જનોના પાપકર્મો દર્શન અને સ્પર્શન માત્રે કરીને નાશ

પામે અને તેઓનો ઉધ્ધાર થાય એવા હેતુથી મે તને શંકરપાસેથી માગીલીધીછે તે તુ જાણેછે તો મારો લોકોનો ઉધ્ધાર કરવાનો હેતુ સફલ કરવા તું સમર્થ છે. હું લાચાર તને વધારે શું કહું

આવા પ્રકારે ગોતમના વચન સાંભળી તેની ઇચ્છાપ્રમાણે પોતાના ત્રણ ભાગ કરી ચાર અંશને સ્વર્ગમાં મોકલ્યા. સાત અંશે કરીને મૃત્યુલોકમાં રહી અને ચાર અંશ રસાતળમાં મોકલ્યા

એવી રીતે પંચદશાકૃતી ગંગા જેણે લણે લોક સરખી રીતે વ્યાપી લીધાછે. મૃત્યુલોકના માનવીને સ્વર્ગ અને પાતાળે જવું દુર્લભ હોવાથી જેની શ્રી ત્રંબક ક્ષેત્રમાં ઉત્પત્તી થઇ છે તેથી તેનુ મહાત્મ સહુથી વધારે છે. અને પુર્વ સાગરને મળેલી હોવાથી સર્વ દેવતાઓ જેમાં વાસ કરેછે એવી ગંગાની ગોતમે સકલ ઋષીસહીત પ્રદક્ષીણા કરી પછી શ્રી ત્રંબકેશનું પુજન કરી ગોદાવરીને બન્ને કાંઠે સ્નાન કરવાનો સંકલ્પ કર્યો. અને હે ભગવાન્ આ મારો હેતુ સફલ થજો એવી ભક્તીભાવથી પ્રાર્થના કરી

**શંકર૦**—હે ગૌતમ તું ઋષીઓસહીત ગંગાની પ્રદક્ષીણા કરવા જતાં મારૂં સ્મરણ કરતાં, વેંતજ હું ત્યા આવીશ અને ગંગાને બન્ને કાંઠે નાનાપ્રકારના તીર્થો થઇ જશે. અને હું પોતે સર્વના હેતુ પુર્ણ કરવાને ત્યા વાસ કરીશ. અને ભાગીરથી, હરીદ્વાર, પ્રયાગ, ગંગાસાગર, સંગમતીર્થ, પવીત્ર નર્મદા, અમરકંટક પર્વતઉપરની યમુના, તેમજ જ્યાં જ્યાં ગંગા, યમુના અને સરસ્વતી એ એના સંગમ તીર્થો છે ત્યા પયોષ્ણી, તાપી, સંગમી ઇત્યાદી સ્થળો એ સ્નાન કરવાથી પુણ્યની પ્રાપ્તી થઇ મુક્તીનું સામ્રાજ્ય મળેછે. તે સર્વ ફળ આ ગૌતમી ગંગામાં કોઇ પણ જગા એ સ્નાન કરવાથી સર્વ કાળે મારી આજ્ઞાથી પ્રાપ્ત થશે, અને મુક્તી પણ મળશે.

કેટલાક તીર્થો અમૂક વખત અને અમૂક પ્રસંગેજ માણસને પવીત્ર કરી શકેછે. પણ આ ગૌતમી ગંગા કોઇબી વખતે કોઇબી સ્થળે સ્નાન કરવાથી પ્રાણીમાત્રને પવીત્ર કરેછે. ભાગીરથીનું સાઠ હજાર વરસ સુધી નીત નીયમથી સ્નાન કરવાથી જે પુણ્યની પ્રાપ્તી થાયછે. તે સીંહરાશીમાં ગુરૂ આવ્યો હોય તો ગોદાવરીનું એકવાર સ્નાન કરવાથી પ્રાપ્ત થાયછે. સીંહસ્થને

સમયે શ્રી ગૌતમીના કીનારા ઉપર જેનો મૃત્યુ થશે તે મારા પદને પામશે.

આ ગૌતમીના સ્નાનને ખાતર ખાસ કરીને ભાગીરથી, નરમદા, સરસ્વતી વીગેરે નદીઓ તેથા તીર્થો આવેછે. ગૌતમી ગંગાનો ત્યાગ કરીને જે મુઢ પુરૂષો બીજા તીરથનુ સેવન કરવા જાયછે તે નર્કને પામેછે. આનેજ માહેશ્વરી, ગંગા, ગૌતમા, વૈષ્ણુવી, બ્રામ્હી, ગોદાવરી, નંદા સુનંદા, વીગેરે નામો બ્રમ્હતેજને લીધે પ્રાપ્ત થયાંછે. અને તેથીજ સકલ તીર્થો અને નદીઓમાં શ્રેષ્ઠપણાને પામીછે. જેના સ્મરણે પાપનો નાશ થાયછે અને સર્વદા મને પ્રિયછે. એટલુંજ નહી પણ પંચભુતમાં પણ ઉદક શ્રેષ્ઠ છે. તેમાં વળી તીર્થવાંળૂ જલ સ્થીર, પ્રવાહી હોઇને પવિત્ર હોયછે. નદિઓમાં ભાગીરથી શ્રેષ્ટ અને તેનાથી ગૌતમી શ્રેષ્ઠ. કારણ ગૌતમમુની એ ઘણિ મેહનતથી ગંગાને અત્રે આણીછે. અને તેને સકળ તીર્થવાળી અને પવિત્ર બનાવીછે.

હે ષડાનન, આ પ્રમાણે ગૌતમે ગોદાવરીની પ્રાપ્તી કરીને તેનો ઇતીહાસ તુને કહ્યો જ્યાં ગૌતમી ગંગ

ઉત્પન્ન થઇછે અને જ્યાં બ્રમ્હગીરી ઉપર કુશાવર્તે નામનું તીર્થ છે તેના કરતાં વધારે મહત્વ ધરાવનાર તીર્થ આ દુનિયામાં બીજું નથી. કારણ ત્યાં સર્વ તીર્થો નિવાસ કરેછે માટે હે પુત્ર, ગોદાવરી મોટું પુણ્ય આપનારી પાપનાશિની અને મનુષ્યમાત્રના સર્વ હેતુ પૂર્ણ કરવાવાળી છે. અને ગુરૂ સીંહરાશીમાં હોય છે ત્યારે ઘણું કરીને મુક્તી આપનારી એવી ગંગાનુ સ્વરૂપ વર્ણન કર્યું આથી વધારે શું સાંભળવાની ઇચ્છાછે ?

આવું રસિક અને પુણ્યદાઈ ભગવતી ગંગાનુ મહાત્મ જે કોઈ ભકતીભાવથી સાંભળેછે અને બીજાને સંભળાવેછે તે સકલ પાતકમાંથી મુકત થાયછે. આવી આ સુંદર કથા વાળુ સીંહસ્થ મહાત્મનું પાંચમું પ્રકરણ સંમાપ્ત થયું.

---

## પ્રકરણ ૬ ઠું.

સ્કંદ કહેછે—હે તાતજી, ગૌતમે જે ગંગા મૃત્યુલોકમાં આણી તેનો પુણ્યદાયક મહિમા આપે કહ્યો;

પરતુ હે શંકરજી ક્ષત્રીઓ કેવા કારણથી ગંગાને લઈ આવ્યા તે કથાનો બીજો ભાગ કહેવાનો બાકી રહી ગયોછે તે સાંભળવાની મારી ઇચ્છા તૃપ્ત થઇ નથી તો તે કથા પૂર્ણ કરો.

શંકર૦—કહેછે હે પુત્ર, વૈવસ્વત મનુમાં અને ઇક્ષ્વાકુ કુલમાં ઉત્પન્ન થયેલો કોઈ એક સગર નામનો રાજા આ પૃથ્વીપર રાજ્ય ચલાવતો હતો. તે રાજા અશ્વમેધ કરવા માટે દીક્ષા લઇને નીયમસર આચરણ કરવાવાળો એવા રાજા તે પોતાના યુદ્ધકળામાં નીપુણ એવા સાઠ હજાર પુત્રોની સાથે પોતાના અશ્વને પૃથ્વી• પર મુસાફરી કરવામાટે મોકલ્યો તે બધા પુત્રો એક દિવસે અશ્વની રક્ષા કરતા હતા તે વખત એક રાક્ષસે આવી પોતાના જાદુબળથી તેમની નજર બંદ કરી ઘોડાને ઉપાડીગયો.

હવે આ સગર રાજાના બળવાન પુત્રો ઘોડાને નહી જોવાથી ઘબરાઇગયા, અને આમ તેમ તપાસતાં તપાસતાં દેવલોકમાં પર્વતોમાં વનેવનમાં, અને નદીમાં શોધ કરીજોયો પણ તેમને જ્યારે અશ્વ કોઇ જગાયે મળી શક્યો નહી, ત્યારે બધા મળી દેવલોકનેવીરો

ગયા અને અશ્વનો ઘણી બારીકીથી શોધ કરવા લાગ્યા પણ ત્યાંપણ કાંઇ પતો લાગ્યો નહી. તેથી પાછા મહીતલ ઉપર આવીને વળી, વન, ઉપવન, પર્વત ઇત્યાદી ઠેકઠેકાણે તપાસ કર્યો પણ અંતે નિરાશ થયા. એટલામાં આકાશવાણી થઈ કે "હે સાગરપુત્રો, તમારો ઘોડો રસાતળમાં બાધવામાં આવેલછે બીજે કોઈ ઠેકાણે નથી.

આવી આકાશવાણી સાંભળીને તે સાગરપુત્રો રસાતળ જવાની ઇચ્છાથી આખી પૃથ્વી ખોદવા લાગ્યા અને રાત દીવસ મહેનતેકરીને ભૂખને લીધે માટિ ભક્ષણ કરીને કામ કરનારા આખરે રસાતળનેવીશે પોંહોચ્યા. ત્યારે પાતાળનું રક્ષણ કરનારા રક્ષકો આ બલવાન પુત્રોને જોઇ ભયભીત થઈ કપિલમહામુનીનાં આશ્રમે આવ્યા. કારણ કપિલમહામુની એ અગાડ દેવતાઓનુ એક મોટુ કામ કરવાથી અને તેમાં શ્રમ બહુ પડવાથી દેવતાઓપાસેથી એવો વર માંગીલીધો હતો કે જે કોઇ મને અંહી જાગ્રત કરશે તે તરતજ ભસ્મ થઇજશે. આવો વર લઇને તે આ રસાતળમાં નિદ્રાને આધીન થયાહતા. આ વાતની ખબર ખડવાથી પેલા રક્ષકો ઘોડાને કપિલમહામુનીના માથાપાસે બાંધી દૂર

જઈ ઉભા રહ્યા થોડીવારપછિ સાગર પુત્રો તે ઠેકાણે આવ્યા અને પોતાનો ઘોડો બાંધેલો જોઈ બોલ્યા કે આ જે માણસ અંહી સૂતોછે તેણેજ આ ઘોડો અંહીંઆવીને બાંધી રાખ્યોછે અને આજ માણસ યજ્ઞનો નાશ કરનારો મહા પાપી કંઈ પણ ભય રાખ્યાવીના નીદ્રામાં ઘોરતો પડ્યોછે.

તો હવે તેને મારીને આપણે આપણો ઘોડો લઇ જઇયે. એમ એક બીજાનીસાથે બોલવાંમા ગુંથાયલા હતા તેવામાં એકજણે તે મુનીને લાથ મારી. તેથી કપિલમુની જાગી ઉઠ્યા અને ક્રોધવડે તેમની તરફ જોતાંજ તે સર્વ સાગરપુત્રો બળીને ભસ્મ થઈગયા.

હવે પણે જે સગર રાજાએ યજ્ઞદીક્ષા લીધી હતી તેને આ વાતની કાંઇ ખબર પડી નહીં અને તે પોતાના પુત્ર અને ઘોડાની વાટ જોતો બેઠો હતો. એટલામાં નારદમુનીએ આવીને પાતાળમાં બનેલી બધી બીના સગર રાજાને કહિ સંભળાવી આ સાંભળીને તે મહાશોકમાં ડુબીગયેલો રાજા પોતેજ મનમા બડબડવા લાગ્યો કે પોતાને અસંમજસ નામનો એક પુત્ર હતો તે ગામના બધા છોકરાંને મારતો એવી

લોકોની તકરાર આવવાથી તેને નગરની બહાર કાઢી મુકયો હતો. હવે મારીપાસ એક પણ પુત્ર હાજર નથી અને મેં યજ્ઞદીક્ષા લીધેલી હોવાથી મારાથી પણ રસાતળમાં જઈ ઘોડો લાવીશકાયનહી. અને ઘોડો આવ્યાવિના યજ્ઞ પુરો થાય નહી અને મારી મુક્તતા પણ થાય નહીં. એવી ચીંતામાં વ્યાકુળ થતાં તેને સાંભરી આવ્યું કે અને પ્રધાનમંડળે એ પણ સુચના આપી કે આપના અસંમજસનો પુત્ર અંશુમાન નામનોછે તેને લાવીને આ કામ કરો. એવું સાંભળીને અંશુમાંનને બોલાવી લાવી તેને આ કામ સોંપ્યું. આ આજ્ઞામાથે ચડાવી તે રસાતળમાં કપીલમહામુનીપાસે આવ્યો અને ઘણી નમ્રતાથી મુનીની પ્રાર્થના કરી. ત્યારે મુનીએ પ્રસન્ન થઇ તે ઘોડો અંશુમાનને આપ્યો. અને અંશુમાન ઘોડાને લઇને પોતાને નગર આવ્યો અને સગર રાજાનો યજ્ઞ નિર્વિઘ્ન પાર પડયો અને પૂર્ણ સમાપ્તી થઇ.

પછી આગળ ઉપર તે અંશુમાનનો પુત્ર દિલીપ અને તેનો પુત્ર મહા પરાક્રમી ભગીરથ પોતાના વડીલોનો આવો ખેદકારક ઇતીહાસ સાંભળી ઘણો દીલગરી

થયો;અને ઘણી નમ્રતાથી રાજાને આવી પુછ્યું કે મારા પુર્વજો દુખ અને દોષમુક્ત શીરીતે થશે? જ્યારે રાજા એ જવાબ આપ્યો કે તું રસાતળમાં જઇ કપીલમહામુનીને પૂછ. આટલુ કહેતાં વેંતજ તે ત્યાંથી નીકળ્યો અને રસાતળ જઇ કપિલમહામુનીને મળ્યો. અને સાષ્ટાંગ નમસ્કાર કરીને મુનીને બધી વાત કહી સંભળાવી.

આ સાંભળી કપિલમહામુનીએ કહ્યું કે હે ભગીરથ તું શંકરની તપશ્ચર્યા કરી શંકર પાસેથી તેમની જટા-માં રહેલી ગંગાના ઉદક વડે તારા પૂર્વજોને સ્નાન કરાવ એટલે તું અને તારા પુર્વજો કૃતાર્થ થશો.

આ સાંભળી ભગીરથે કપિલમહામુનીને પુછ્યું કે મારે તપનું આચરણ ક્યાં જઇને કેવીરીતે કરવુ તે ફરમાવો આટલી કથા સીંહસ્થ મહાત્મના છઠ્ઠા પ્રક-રણમાં સમાપ્ત થઇ.



# પ્રકરણ ૭ મું.



કપીલ૦—હે ભગીરથ, તું કૈલાસ પર્વતને વીશે જઇ યથાશક્તી તપનું આચરણ કરી શિવની આરાધના કર. અને ભક્તીભાવથી તેની સ્તુતી કરી પ્રસન્ન કર, એટલે તારા મનોરથ પુર્ણ થશે.

આ પ્રમાણે મહામુનીનુ વચન સાંભળી નમસ્કાર કરી કૈલાસપર્વત ઉપર જઈ તપશ્ચર્યા કરવા બેઠો. અને સર્વ સીધ્ધીના દાતા શંકરની હાથ જોડીને સ્તુતી કરવા લાગ્યો કે હે તરુણ શશીને ધારણ કરનાર પ્રભુ, આ અજ્ઞાન બાલકપર આપ પ્રસન્ન થશો એમ નાના પ્રકારે તપશ્ચર્યા, વાણી. મન અને કૃતીવડે કરીને શંકર નિ સ્તુતી કરનાર જે ભગીરથ તેનાપર પ્રસન્ન થઈ શ્રી શંકર તેની સન્મુખ આવી ઉભા.

અને ભગીરથને કહ્યું કે પુત્ર તારે જે જોઇએ તે માગીલે. દેવતાઓને પણ જે અસાધ્ય હોય તે હું તને આપવા તૈયાર છું માટે નિર્ભય થઇને તારે જોઇયે

તે માગીશે આ સાંભળિને હર્ષે ઘેલો થએલો ભગીરથ સાષ્ટાંગ નમસ્કાર કરી ગળ ગળો થઇને બોલ્યો:—હે શંકર-આપની જટામાં રહેલી શ્રી ગંગા મારા પૂર્વજોને પાવન કરવા માટે આપો એટલે મને બધું પ્રાપ્ત થયું એમ સમજીશ.

શંકર૦—હે સુવ્રતકરનારા પુત્ર, મેં તને ગંગા આપીછે માટે જા તેની સ્તુતી કર.

આવું શંકરનું વાકય સાંભળીને ભક્તીભાવથી ભગીરથે શંકરની સ્તુતીકરી પછી તે ગંગાપણ તેને પ્રાત્પ થઇ તેને ઘણા આનંદથી સાથે લઇને ભગીરથ રસાતળવીશે આંવ્યો અને કપીલમહામુનીને નમસ્કાર કરીને બધી હકીકત કહી અને યોગ્ય પ્રકારે ગંગાની સ્થાપના કરી અને પ્રદક્ષણા કરી હાથ જોડીને બોલ્યો કે-હે દેવી કપીલમહામુનીના શાપવડે મારા પૂર્વજો અધોગતીને પામ્યાછે તે મને તારવાવાળા તમો સમર્થછો.

એવું ભગીરથનું પ્રેમયુકત ભાષણ સાંભળીને શ્રી ગંગામાતા એ તથાસ્તુ કહ્યું અને ૧છી બધા ઉપર ઉપકાર

ભસ્મસમાન થયેલા સગર પુત્રોનેવીશે રસાતળને પાણીથી ભરીદઇ પાવનકર્યા.

તે પછી મેરૂપર્વતનેવીશે આવીને રહેલી ગંગાને ભગીરથે કહ્યું કે હે માતાજી હવે આપ કર્મભુમીનેવીશે ઉત્પન્ન થાવ એવી મારી ઇચ્છા છે. આ વાક્ય સાંભળતાં વેંતજ ગંગાજી મહા વેગથી હીમાલયથી નિકળિ ભારતવર્ષમાં પ્રગટ થઈ પૂર્વસમુદ્રને જઇ મળિ

શંકર૦—હે ષડાનન, આવી આ દેવનદી ભાગીરથી મારા જટામાથી નિર્માણ થઈ હિમાલય શિખરપરથી વિંધ્યાદ્રીપર્વતના દક્ષિણભાગમાં થઇને ગૌતમી ગંગા પ્રવાહરૂપ નીકળી છે અને ઉત્તરેથી ભાગીરથીને મળી જે પ્રમાણે ગોદાવરી વીંધ્યાદ્રી પર્વતના દક્ષિણભાગમાથી નીકળી તેજપ્રમાણે ભીમરથી, તુંગભદ્રા તાપી, પયોષ્ણી નામની મહાનદી ઓ પણ નીકળીછે. તેમજ ભાગીરથી, નર્મદા, યમુના, સરસ્વતી, વિશોકા વગેરે મોટી નદીઓ વીંધ્યાદ્રીના ઉત્તરભાગમાં વહેછે આવી જે પુણ્યદાતા નદીઓ છે તેનું જેઓ સેવન કરશે તેઓ સર્વ પાપમાંથી મુક્ત થઇને ઉત્તમ લોકને

પામશે. આવું આ ભાગીરથીના વર્ણનવાળું રહસ્ય સાતમાં પ્રકરણમાં સમાપ્ત થાયછે.

---

## પ્રકરણ ૮ મું.



શંકર કહેછે હે સ્કંદ, અહીં સુધી ગૌતમી ગંગાનો ઈતીહાસ તને કહ્યો. અને તે પણ ધ્યાનદઈને સાંભળ્યો એવો આ ભવસાગરમાંથી પાર ઉતારનારો ઈતીહાસ જે કોઈ વાંચશે અથવા શ્રવણ કરશે તે આ નરજન્મ ધારણ કર્યાનું સાર્થક કરશે અને તેમના સર્વ સંકટો નષ્ટ થશે અને સકલ કામના ફળીભુત થશે. આના સંબંધમાં તને એક અનેલી પુરાતન કથા કહુંછું.

જે વખતે પિતાની આજ્ઞાથી દાશરથી શ્રીરામ સીતાજી અને લક્ષ્મણ સહીત વનવાસે નિકળ્યા અને દેશપર્યટણ કરતાં કરતાં પંચવટીમાં આ૦

દિવસે લંકાધીશ રાવણ સીતાહરણ કરવાના હેતુથી ભીખારીનું સ્વરૂપ ધારણ કરીને ત્યાં આવ્યો; અને રામ લક્ષ્મણ બન્ને પર્ણકુટીમાં નથી એમ જોઇને તે જગન્માતા જનકનંદીને સ્કંદ ઉપર લઇને લંકાગયો પછી બન્ને ભાઇયો પર્ણકુટીમાં આવીને જુએછે તો ત્યા સીતાને દેખી નહી. આ જોઇ રામ અને સૌમિત્ર ઘણા દિલગીર થઇને સીતાનો શોધ કરવા નિકલ્યા. તે પંપાસરોવરપાસે આવી કશ્યપરૂષીને આશ્રમે પોંચ્યા. પછી શ્રીરામે તેને રાજવીયોગથી તે સીતાહરણ સુધીની પોતાની કથા કહી સંભળાવી. આ સાંભળીને કસ્યપ જોગીન્દ્રે જરા સ્થિર થઈ રામનુ દુઃખ શાંત કરવાને પોતાના મનમાં વિચાર કર્યો, અને રામને કહ્યૂં.

કશ્યપ૦—હે રામ, હે મહાબાહુવાળા હું તમારા દુઃખનો નાશ થાય એવો ઉપાય કહુંછું કે જે વખતે સીંહરાશીમાં ગુરૂ આવે તે વખતે દુરલભ એવી ગંગાના પાણીનો ઘણો મહિમાછે. અને તેથી પણ કુશાવર્તનો મહિમા વધારેછે. તો હે રામ, તમો આ પુણ્યસમયે ત્યાં જાવ અને એક વરસ સુધી ત્યાં રહી રોજ શ્રી ત્ર્યંબકેશ્વરની તીર્થયાત્રા કરો; અને ગૌતમી

જલથી સ્નાન કરો. એટલે તેના પુણ્યપ્રભાવથી કરીને તમારા હાથથી રાવણનો વધ થશે અને સર્વ પ્રકારે વિજય થશે. અને સીતાની પ્રાપ્તી કરી અયોધ્યા નગરીના રાજ્યાસનપર બીરાજમાન થશો. અને તમારા બધાં દુઃખનો નાશ થશે.

તો હે સ્કંદ, આવી આ અત્યંત પુણ્યદાયક ગૌતમી ગંગાનું જે કોઇ આ સીંહસ્થમાં દર્શન અને સ્પર્શન કરશે અને તેના પુંણ્યવાળા જલમા સ્નાન કરીને દાન કરશે તેમના બધા પાપ ભસ્મ થઇજશે અને પાવન થશે વીગેરે રામ અને કશ્યપનો સંવાદ આઠમાં પ્રકરણમાં સમાપ્ત થયો.

---

## પ્રકરણ ૯ મું.

સ્કંદ૦—હે પિતાજી, આપને મોઢેથી ગંગોત્પત્તીનો સવિસ્તર ઇતિહાસ શ્રવણ કર્યો. હવે પિતૃતૃપ્તી થાય અને તેમને મોક્ષ મળે એવો કાંઇ ઇલાજ કથન કરો.

**શંકર૦**—અરે વત્સ, તુ આ શું પુછેછે. કારણ આવિ પુણ્યવંતી નદીનું સ્નાન માત્ર કરવાથીજ કાંઇ સમાધાન માનવાનું નથી પણ શ્રાદ્ધ અને તર્પણ વડે કરીને બ્રહ્મભોજન સહિત પિતરોનિ તૃપ્તી કરવી પડેછે; અને કુશાવર્તમાં ઉત્તમ વાછડાવાળી કપિલા ગાય અલંકાર ભૂષણોસહિત અને યોગ્ય દક્ષણાસહીત બ્રાહ્મણને દાન કરવી પડેછે. જેના પુણ્યપ્રભાવ વડે પિતરોને હમેશાંની મુક્તી મળેછે. અને તેમને હર્ષ થાયછે. તેમજ હે પરશુરામ આ સીંહસ્થ પર્વણીમાં જે લોકો બ્રામ્હણોને ગૌદાન. ભુમીદાન, અન્નદાન વિગેરે આપશે તેઓની સર્વ મનકામના હમેશા પરીપૂર્ણ થશે અને એવાજ બીજા દાનો આ ગંગાનેતીરે જે કરશે તેઓના પુણ્યનુ ફલ વર્ણન કરી શકાય તેવૂં નથી. અને તારાથી પણ તે સાંભળી શકવાનું નથી. એવી તેની અજબ ફલપ્રાપ્તી છે.

આ ગંગાના અવતારને સમયે સકલ તીર્થો સાગરને સાથે લઇને ગોદાવરીને આવી ભેટેછે. અને જ્યાંસુધી સીંહરાશીમાં ગુરૂ હોયછે ત્યાંસુધી ગંગાના આશ્રયમાં વાસ કરેછે. એવી ગૌતમીનુ જેઓ સ્નાન કરશે

તેના કરોડો જન્મનું પાપ નાશ પામશે કારણ આ સિંહસ્થ પર્વણીમાં ઇંદ્ર પોતાના બધા સુરગણોસહિત ત્યાં રેહવા આવેછે તેમજ રૂદ્ર અને આદિત્યાદિ દેવ પોતાના મરૂદ્ગણોસહીત આ ગોદાવરીનું સ્નાન અને પાન કરવા એક આખું વરસ ત્યાં વાસ કરેછે

સાઠ હજાર વરસ સુધી ભાગીરથીનું સ્નાન કરવાથી જે ફલ પ્રાપ્ત થવાનું તે ફલ આ સિંહસ્થના વરસમાં ગૌતમી ગંગાનું એક સ્નાન કરવાથી મળેછે અને આ ગૌતમીના માત્ર નામનો ઉચ્ચાર કરવાથી સાધારણ હલકા પાપ ભસ્મ થઇ જાયછે અને આ વખતે ગૌતમીના સ્નાનવડે બ્રમ્હહત્યાદી પાપનો પણ નાશ થાયછે અને જ્ઞાનની પ્રાપ્તી થાયછે. સર્વ તીર્થોના મહાન પાતકો પણ ગોદાવરી તીર્થમાં નાશ પામેછે પછી મનુષ્યનાં પાપો નાશ પામે તેમાં શક શો.

**શંકરઃ—**હે ષડાનન, ગૌતમીને મોટી ફીકર થઇ કે હવે મારે ક્યાં જવું ? અને શુ કરવું ? મારે હાથે મૃત્યલોકના પાપનો નાશ કેમ થશે એવી તેને ચિંતા થઇ. ત્યારે ગૌતમે તેને કહ્યું કે સર્વ મનોરથ

પરીપૂર્ણ કરવાવાળો જે શંકર તેની આરાધના કર. આ સાંભળી તેણે શંકરની આરાધના કરી ત્યારે શંકરે તેને વરદાન આપ્યું કે સર્વ તીર્થોને પાવન કરવાને તું શક્તીવાન થઈશ અને તારૂં જળ જે કોઈ પીશે તેમની સર્વ ઈચ્છા પ્રાપ્ત થશે. માટે સીંહરાશીમાં ગુરુ આવે ત્યારે દરેક પ્રાણીમાત્રે પોતાની શ્રદ્ધા પ્રમાણે સ્નાન દાન વીગેરે કરવાં.

સીંહરાશીમાં ગુરૂ આવે ત્યારે પ્રથમ સ્નાન, દાન વીગેરે કરવાનો વખતઃ—દોઢ ઘડી અને સાત પળથી લઈને સાડીચાર ઘડી સુધીમાં સ્નાન દાન કરવાનો ઉત્તમ વખતછે. દાખલા તરીકે. રવિસંક્રમણમાં મકરસંક્રમણને સંક્રાંત લાગ્યા પછિ વીસઘડી વળી સંક્રાંત લાગેકે તરતનો શરૂઆતનો વખત ઘણો શુભ હોયછે. વળી જેમ મંગળના રાશીના અંતરનો પર્વકાલ ચાર ઘડી સાત પળ હોયછે. બુધનો ચાર ઘડી ચાર પળ. તેમજ શનીના સાડીચાર ઘડી સાત પળ.

એવી સર્વ વિશ્વ પાવન કરનારી ગૌતમી ગંગાના સન્નિધમાં જે કોઈ આશ્રમ કરીને રેહેશે અને આચારવડે ગંગાનું નિત્ય સ્નાન પાન કરશે તેમના સેંકડો

જનમના પાપ નાશ પાંમશે. તેમજ શુદ્ધ થઇને જપ જાપ વીગેરે ક્રીયા કરનારને બેવડા પુણ્યની પ્રાપ્તી થશે. માટે માણુસે હરેક પ્રયત્ને કરીને સિંહસ્થ સાલમાં મહાન પાતક નાશીની ગૌતમી ગંગામાં સ્નાન દાન વીગેરે અવશ્ય કરવા. નવમું પ્રકરણ સમાપ્ત.

---

## પ્રકરણ ૧૦ મું.

---

સ્કંદ:—હે નાથ, આ સિંહસ્થ પર્વમાં ગૌતમ ગંગાનું મહત્વ શાકારણથી વધ્યું તે વિસ્તાર પૂર્વક કથન કરશો.

શંકર:—પૂર્વે દેવ અને દૈત્યોનિ વચ્ચે બહુ બિકટ એવું યુદ્ધ શરૂ થયું. તે વખતે દાનવોએ દેવને હરાવ્યાં અને તેથી બધાં દેવતાઓ બ્રમ્હદેવની પાસે અને પ્રાર્થના કરી અને પોતાનું દુ:ખ નિવેદન

કર્યું. તે સાંભળીને સર્વ લોકના પિતામહ જે બ્રમ્હદેવ તે બોલ્યાકે:—હે દેવતાઓ મે પર્વતનું સ્વરૂપ ધારણ કર્યું છે, અને તમે બધા સિહસ્થ પર્વણીમાં તે બ્રમ્હગીરી ઉપર જઇ નિર્ભયપણે વાસ કરો. અને ત્યાં જાવ કે તરતજ ઇંદ્રે પ્રથમ દેવીની પ્રાર્થના આપ્રમાણે કરવી:—

## श्लोक

गंगे त्वं सरितां श्रेष्ठा सर्व काम प्रदायिनी ॥ त्रिदैवत्ये सुरश्रेष्ठे रक्षत्वं दानवाद्भयात् ॥ १ ॥ हृताधिकारान् देवांश्च हृतदारान् गताश्रिकान् ॥ कस्मान्निरक्षसे देवी भयार्तान् शरणंगतान् ॥ २ ॥

એ પ્રમાણે દેવીની પ્રાર્થના કરવાથી તે પ્રસન્ન થશે અને તમારા સર્વ દુઃખનો પરીહાર કરશે.

આ ગુરૂદેવનુ વાક્ય સાંભળી સર્વ દેવતાઓ બ્રહ્મ-

ગીરી પર્વત ઉપર આવ્યા અને તરતજ ઈંદ્રે ઉપર પ્રમાણે દેવીની પ્રાર્થના કરી કે તરતજ દેવી ત્રિપથગામિની ગંગા પ્રસન્ન થયાં અને ઈંદ્રાદિ દેવતાઓને પુછ્યું કે હે દેવતાઓ! તમને શું ભય ઉત્પન્ન થયુંછે. તે સ મને વિદીત કરો.

**દેવ બોલ્યાઃ**—હે અંબિકા, અમને દાનવો એ બહુ ત્રાસ આપ્યોછે. અને યુદ્ધમાં તેઓને અમે હરાવી શકતા નથી. તો હે દેવી તું અમારીપર કૃપા કરીને તારા જળવડે અમોને શાંત કર.

**શંકરઃ**—હે ષડાનન, ગૌતમે તપશ્ચર્યા કરીને મને પ્રસન્ન કર્યો અને મારી પાસેથી ગૌતમી માગી લીધી અને તે મેં ઘણા પ્રેમસહીત અર્પણ કરી. તે વખતે બાર વરસે સિંહ રાશીમાં ગુરૂ આવ્યાહતા અને હું બોલ્યોહતું કે આ સિંહસ્થ પરવમાં દેવો, રાજાઓ, માનવો, વીગેરે જે કોઇ ગૌતમીનું સ્નાન પાન કરશે તેમના સર્વ સંકટો નાશ પામીને શત્રુનો નાશ કરશે અને જય મેળવશે. તો હે દેવતાઓ તમે ત્યાં જાઓ અને હાલતેજ પરવછે, તરતમાં ત્યાં [illegible]ને

કર્યું. તે સાંભળીને સર્વ લોકના પિતામહ જે બ્રમ્હદેવ તે બોલ્યા કેઃ—હે દેવતાઓ મે પર્વતનું સ્વરૂપ ધારણ કર્યું છે, અને તમે બધા સિહષ્થ પર્વણીમાં તે બ્રમ્હ ગીરી ઉપર જઇ નિર્ભયપણે વાસ કરો. અને ત્યાં જાવ કે તરતજ ઇંદ્રે પ્રથમ દેવીની પ્રાર્થના આપ્રમાણે કરવીઃ—

## श्लोक

**गंगे त्वं सरितां श्रेष्ठा सर्व काम प्रदायिनी ॥ त्रिदैवत्ये सुरश्रेष्ठे रक्षत्वं दानवाद्भयात् ॥ १ ॥ हृताधिकारान् देवांश्च हृतदारान् गतश्रिकान् ॥ कस्मान्निरक्षसे देवी भयार्तान् शरणंगतान् ॥ २ ॥**

એ પ્રમાણે દેવીની પ્રાર્થના કરવાથી તે પ્રસન્ન થશે અને તમારા સર્વ દુઃખનો પરીહાર કરશે.

આ બ્રહ્મદેવનુ વાક્ય સાંભળી સર્વ

સાંભળવાને શક્તીવાન નથી તો પણ હે ષણ્મુખ, ટુંકમાં હું તને કુશાવર્તનું મહાત્મ કહું છું તે સાંભળ:-- કુશાવર્ત-માનવ પ્રાણીના સર્વ ઇચ્છાઓ તૃપ્ત કરવા માટે પ્રસિદ્ધ છે. અને ગૌતમનાં હાથે કુશ-દર્ભના મડવડે મારી આજ્ઞાથી એક ખાડો ખોદવામાં આવ્યો તે ખાડો ખોદાયછે તેવામાંજ ગૌતમી પ્રગટ થઈ. ત્યારથી તે કુશાવર્ત નામના કુંડનો પ્રભાવ એટલો વધ્યો કે તેમાં સ્નાન કરવાથી બ્રહ્મહત્યા જેવા; અઘોર પાપ કર્મોનો તાત્કાલ નાશ થાયછે. તો હે ષણ્મુખ, આવા મહાશ્રેષ્ઠ કુશાવર્તનું મહાત્મનુ વર્ણન કરવાને હજાર મોઢાનો નાગ કણુલ થાયતો પણ તેને કેટલા એ સેંકડોવરસ વર્ણન કરતાં થાશે તેની કલ્પના કરાતી નથી તો પછી હું કેમ સમર્થ થઈ શકું.

એવા કુશાવર્તમાં સ્નાન, દાન, પિતૃતર્પણ વિગેરે કરવાથી પીતરો સંતોષ પામેછે. વધારે શું કહું? તે કુશાવર્તનું માત્ર સ્મરણ કરવાથી માનવી કૃતાર્થ થાયછે વળી કોઈ મુરખ કુશાવર્ત શબ્દનો જપ કરે તો સર્વજ્ઞ થઈને જગતમાં કીર્તિને સંપાદન કરનારો થશે. એનું કારણ એવું છે કે જે ઠેકાણે બધા તીર્થો અને

શંકર સહીત બધા દેવતાઓ એકજ આત્મસ્વરૂપે ત્યાં રહેતા હોવાથી તે કુશાવર્તનો શ્રેષ્ઠ મહિમા વરણન થઇ શકે તેમ નથી. અને તેથીજ

## શ્લોક.

"कुशावर्तमहातीर्थरूपंयच्चिद्रसोज्वलं॥ तस्मा-
त्तचिन्मयोभूत्वा रूपवान् शिवएवसः ॥"

એવો આ કુશાવર્તનો મહિમા દસમાં પ્રકરણમાં પુરો થયો.

---

## પ્રકરણ ૧૧ મું.

શંકર૦—હે છમુખ ધારણ કરનાર, હવે હું તને ઈંદ્રતીર્થનો મહિમા કહુંછું તે સાંભળ જે કોઇ પ્રાણી તસ્કેશ્વર જઇને ઈંદ્રતીર્થનું સ્નાન કરશે અને ત્રિણકે-

શ્વરના દર્શન કરશે તેમને ઈંદ્રલોકની પ્રાપ્તી થશે અને ત્યાં સ્નાન તથા દાન કરીને ઈંદ્રતીર્થ ઉપર શ્રાદ્ધ કરશે તેઓ નરોત્તમ તરીકે માનવામાં આવશે તેમજ તેમના બધા પિતૃ તૃપ્ત થશે અને હમેશાં સમાધાન વાળા થશે. અને પોતાના મનની સાથે એમ વાત કરશે કે અમારા નસીબમાં એ કયાંથી હોય? સીંહસ્થ પર્વણીમાં ઈંદ્રતીર્થનું સ્નાન, ત્રિબકેશ્વરના દર્શન, અને ઈંદ્રતીર્થ ઉપર પિતૃઓનુ શ્રાદ્ધ એ બધું અમારાથી બની શકેશ નહી પણ ધન્ય ઘડીકે અમારા પુત્રે પોતાના સત્કર્મના બળે કરીને આ મહા પુણ્યવાળા વખતનો લાભ લઈને અમને સઘળાં ભવના પાપમાં થી મુક્ત કર્યા છે. તેમજ જે કોઇ સીંહસ્થની પર્વણીમાં (પરબમાં) ઈંદ્રતીર્થને કાંઠે સ્નાન કરશે તથા એક ચણોઠીભાર સોનુ ભકતીપૂર્વક દાન કરશે તેને ઉત્તમ એવી પરમ પદવી પ્રાપ્તી થશે.

હવે અહિલ્યા તીર્થના મહિમા વર્ણન કરું છું તે સાંભળ:—આખી દુનિયાના તીર્થો આ સીંહસ્થના પરબમાં ત્રીંબકેશ્વર આવિને આ અહિલ્યા તીર્થપર વાસ કરે છે, જે લોકો આ તીર્થમાં સ્નાન કરીને ગૌતમ

કરશે તેને યમરાજાના કમાડ જોવા પડશે નહી. વળી આ તીર્થનેવિષે જે લોકો શ્રાધ્ધ કરશે તેને પિતૃ બાર સોવરસ સુધી તૃપ્ત રેહેશે. તેમજ અહિલ્યાસંગમમાં સ્નાન કરી ત્રીંબકેશ્વરનું દર્શન તથા પુજન કરશે તે બધા દોષમાંથી મુક્ત થઇ અંતે શિવપદને પામશે.

**સ્કંદ૦**—હે તાતજી, આવા અહિલ્યા તીર્થને વિષે સ્નાન દાન વિગેરે કરવાનો વિધી આપ મને કહો.

**શંકરઃ**—હે વત્સ-જે સ્ત્રી પુરુષોને સંતાન પ્રાપ્તીની ઇચ્છા હશે અથવા જેને મુંગા, બેહેરા, આંધળા, પાંગળા વાંકાચુકા, નપુંસક, કોઢવાળા, રોગવાળા, અને અપસ્મારવાળા છોકરાં થતાં હોય તેઓ જો આ સીંહસ્થ પરબમાં અહિલ્યાસંગમનેવીષે સ્ત્રી પુરુષ બન્ને મળી વિધીપૂર્વક એક વસ્ત્ર પેહેરીને સ્નાન કરે તો સર્વ દોષમાંથી મુક્ત થાયછે. અને તેમની ઇચ્છાસ્વરૂપ સંતતી તથા સંપતી પ્રાપ્ત થશે.

**સ્કંદ૦**—વંધ્યા સ્ત્રી શબ્દનો અર્થ એવો છે કે

જે સ્ત્રીઓ સંતાનનો નાશ કરવાવાળી અને પાપી હોય તેને વંધ્યા કહેવાયછે. આ વંધ્યા ત્રણ પ્રકારની છે. એક કાકવંધ્યા; બિજી બકવંધ્યા; અને ત્રિજી કેવળવંધ્યા, વળી એક ચોથી મૃતવંધ્યા કહેવાયછે. તેના લક્ષણ એવાછે કે તેને પેદા થયેલું બાળક કદાપી લાંબી આયુષ્ય ભોગવે નહી.

તો હે છમુખવાળા, આવિ આ ચાર પ્રકારની દુષિત સ્ત્રીયોને દોષથી દૂર થવૂં હોયતો પતીની સાથે ઉત્તમ એવા મહિનામાં રવિવારે શુભ પરબને દિવસે સહવારના પોતાના ગુરુને નમન કરીને તે કહે તે પ્રમાણે મંત્રવિધીવડે અહિલ્યા સંગમને વિષે એકવસ્ત્ર પહેરીને સ્નાન કરવૂં અને ગુરુ મંત્રવડે દેવતાની સ્થાપના કરવી. પછી તેની ષોડશોપચારે કરીને ભક્તીભાવથી સ્થીર મન રાખી પુજા કરવી અને દેવતા તથા સંગમને નમસ્કાર કરવો અને ભૈરવનાથનુ ધ્યાન ધરવું પછિ બન્ને હાથ જોડી સ્ત્રીપુરષે સાથે ઉભા રહી ઉપાધ્યાયના મુખમાંથી નિકલતા મંત્ર શ્રવણ કરીને તે ભૈરવની પ્રાર્થના કરવી કે "અમારા દેહની શુધ્ધી કરો અને અમને પુત્રસંતાન આપો. પછી તમારા ઉપાધ્યાયની પ્રાર્થના કરવી કે "હે વેદોનારાયણ અમોને

કરેશે તેને યમરાજાના કમાડ જોવા પડશે નહી વળી આ તીર્થનેવિષે જે લોકો શ્રાધ્ધ કરશે તેને પિતૃ બાર સોવરસ સુધી તૃપ્ત રેહેશે. તેમજ અહિલ્યાસંગમમાં સ્નાન કરી ત્રીંબકેશ્વરનું દર્શન તથા પુજન કરશે તે બધા દોષમાંથી મુક્ત થઇ અંતે શિવપદને પામશે.

સ્કંદ૦—હે તાતજી, આવા અહિલ્યા તીર્થને વિષે સ્નાન દાન વિગેરે કરવાનો વિધી આપ મને કહો.

**શંકરઃ**—હે વત્સ-જે સ્ત્રી પુરુષોને સંતાન પ્રાપ્તીની ઇચ્છા હશે અથવા જેને મુંગા, બેહેરા, આંધળા, પાંગળા વાંકાચુકા, નપુંસક, કોઢવાળા, રોગવાળા, અને આપસ્મારવાળા છોકરાં થતાં હોય તેઓ જો આ સીંહસ્થ પરબમાં અહિલ્યાસંગમનેવીષે સ્ત્રી પુરુષ બન્ને મળી વિધીપૂર્વક એક વસ્ત્ર પેહેરીને સ્નાન કરે તો સર્વ દોષમાંથી મુક્ત થાયછે. અને તેમની ઇચ્છાસ્વરૂપ સંતતી તથા સંપતી પ્રાપ્ત થશે.

સ્કંદ૦—વંધ્યા એ શબ્દનો અર્થ એવો છે કે

of the hands, back and head, lameness of hands and feet, hunch-back, atrophy of the limbs, insomnia, destruction of fertility, fetus and menses, tremors, anesthesia and paralysis of limbs, ticks of the muscles of the head, nose, eyes, shoulder, girdle and neck, splitting pain, pricking pain, agony, convulsions, delusion and fatigue—such are the general symptoms which the provoked vata manifests. On account of the difference in the etiological factors and in the seats of affection, it produces the specific characteristics of each disease.

એ॰લ્લુંને હવે નવું વસ્ત્ર પેહરવાની આજ્ઞા આપો. પછી તે આજ્ઞા કરે તે બિજું વસ્ત્ર પેહરવું, પછિ ધરતી માતાની પૂજા કરવી અને પ્રાર્થના કરવી કે, હે અંબિકા, તારી કૃપાથી મારા વંશરૂપી ઝાડની વૃદ્ધીથાવ. પછી તેને ધરૂં અર્પણ કરવા. તેમજ પાંચ પ્રકારના ફળ ફળાંવળી, પાંચ પ્રકારના પંદડા જાતી, ચંપક, સુરના વિગેરે દસ પ્રકારની ઔષધીઓ, નાળાયેર. જંબીરફળ, કેળાં, દાડમ, ખારેક વિગેરે મેવો અને નાગરવેલના પાન હાથમાં લઇ જલેશ્વર તીર્થરાજ વરૂણની પ્રાર્થના કરવી કે–હે પ્રભુ ખરાબ સોબતનેલીધે નદીઓ તલાવ વિગેરે જળનેવીશે અજાણતાં પૂર્વજન્મ અગર આ જન્મમાં અમારા થકી કોઇ પાપ થયું હોય તો તેનું નિવારણ કર. અને ક્ષમા કરીને હે જલેશ્વર અમને સંતતી આપો.

આ પ્રમાણે પ્રાર્થના કરી હાથમાં રાખેલો મેવો, ફુલ, પાનડા વિગેરે પોતાના માથાપરથી લઇને પાછળના ભાગમાં ગંગાના ઉદકમાં બરોબર વચમાં પડે તેમ નાખવાં પછી જેવી શક્તી હોય તેના પ્રમાણમાં બ્રાહ્મણો બોલાવીને રુદ્રાભીષેક કરાવવો. પછી પુરુષા-

હજામ્ત થયા પછી બ્રાહ્મણો ઉપર કહેલી ઔષધી અને વનસ્પતી બન્નેના મસ્તક ઉપર છાંટે તેનો આદરપૂર્વક સ્વીકાર કરવો અને તે વનસ્પતીનો આખા શરીરને વિષે લેપ કરવો. અને બ્રાહ્મણના મંત્ર શ્રવણ કરીને ફરી ત્યાં સ્નાન કરવું જેથી કરીને શરીરના સર્વ દોષ નાશ પામશે અને દેહ શુદ્ધ થશે.

આ બધું કર્યા પછિ સુરજનું ધ્યાન ધરીને તેની પુજા કરી અર્ધ્યદાન કરી પ્રાર્થના કરવી કે હે ત્રૈલોકાધિપતે, મને ગર્ભ રહે અને સંતતી પ્રાપ્ત થાય એવી મારી પ્રાર્થનાછે. પછિ તલવડે ગણપતી અને કલશાંની પુજા કરવી અને વચમાં ઇંદ્રદેવતાની સ્થાપના કરવી અને તેની દક્ષિણે વિષ્ણુ ભગવાન તથા પછવાડે બ્રહ્મદેવની સ્થાપના કરવી પછી શંકર સહિત બદ્ધા દેવતાઓની મંત્ર વિધીવડે પુજા કરવી પછી રૂદ્રાધ્યાય મંત્રે કરીને હવન કરવો અને ચોખા પકાવીને તૈયાર કર્યા પછી ગ્રહદેવતાનુ પુજન કરીને બધાને બળીદાન અર્પણ કરવું પછી ડાકીની, પન્નગ, વેતાળાદિ ભૂત પિશાચના મુખ્ય દેવતાની પૂજા કરી તેની શાંતી ને બલીદાન કરવુ. અને પુર્ણાહુતી કર્યા પછી આચાર્યની પુજા કરવી. પછી તેની તરફથી સ્થાપન કરેલી

વિષે અભીષેક કરાવવો અને તે બધી મુર્તીઓ તેને દાન કરીને પગે લાગવૂં અને પોતાને ઘેર આવીને બ્રાહ્મણસ્ત્રીયોને જમાંડવી. અનીશકે તે મુજબ

શંકર૦—હે સ્કંદ આવાપ્રકારે જે સ્ત્રીપુરૂષ એક વસ્ત્રે પેહરીને વિધીસહીત આચરણ કરશે તેના સવ દોષનું નિકંદન થશે અને પૂર્ણ થશે અને આખરે ઉત્તમ એવા પદને પામશે.

---

## પ્રકરણ ૧૨ મું.

---

શંકર૦—હે છમુખવાળા, જે અહિલ્યા સંગમને વિશે સાગર સહિત સર્વ તીર્થોનો જેમાં સીંહસ્થ પર્વ ણીને સમયે સમાવેશ થાયછે તેમાં સ્નાન કરીને જે કોઈ ગોદાન કરશે તેને યમરાજાનો ઘોર અને ભયંકર દરવાજો જોવો પડસે નહી, અને અહી આવિને જે

શ્રાદ્ધ કરશે તેના પિતૃ બાર અબજ વરસ સુધી તૃપ્ત થશે. તેમજ ગોવર્ધન તીર્થમાં ગોદા સંગમનેવિશે જે કોઈ સ્નાન દાન કરશે તે તાબડતોબ ગોવધનાપણ પાતક માંથી મુક્ત થશે. તેમજ શ્રી મહાવિષ્ણુનું વહાલું ચક્રતાર્થ છે તેમાં જે સ્નાન દાન કરશે તે વિષ્ણુલોકમાં જશે.

તેમજ આ ગોદાવરીને કાંઠે નાસિક નામનુ પુણ્ય ક્ષેત્રછે ત્યાં ઉત્તરે અરૂણા અને વરૂણા એ બે નદીઓની વચ્ચે સર્વ લોકોનુ કલ્યાણ કરનારા શ્રી શંકરે કપાલેશ્વરને નામે વાસ કર્યોછે. અને તે સ્થાનને "અવિમુક્તી ક્ષેત્ર" કહેછે. તે સ્થાન ઋષીઓને પણ દુર્લભછે. ત્યાં બ્રાહ્મણને દાન દેવાથી લાખ ગણું વધારે પુણ્ય પ્રાપ્ત થાયછે. સિંહરાશીનેવીશે ગુરૂ આવે ત્યારે ગંગાને અરુણા વરૂણા જ્યાં મળેછે ત્યાં સ્નાન કરવાથી બ્રમ્હહત્યાના જેવું પાપ પણ નાશ પામેછે. ગોદાવરીનું જે સ્થાનવીષે દક્ષિણ દીશા તરફ વેહવું થાય ત્યાં દાન કરવું એ બહું દુરલભછે. પશ્ચિમે વહેતી યમુના; ઉત્તરે વહેતી ગંગા; દક્ષિણે વહેતી ગોદાવરી અને પૂર્વે વહેતી પયોષ્ણી. એ સ્થાનો બહુ

દુર્લભછે. અરણા અને સરસ્વતી એ બેનો સંગમ જગપ્રસિદ્ધછેજ. ત્યાં ત્રિકાળ સ્નાન અને ત્રણ રાત્રી ઉપવાસ કર્યો હોય તો બધા પાતકોનો નાશ થાયછે તે વિશે હું તને એક હકીકત કહું તે સાંભળ.

ઘણા વખત પહેલાં મારા હાથમાં રહેલું બ્રમ્હકપાલ અકસ્માત હાથમાંથી પડીગયું. તેથી આપણે હાથે બ્રમ્હહત્યાનું ઘોર પાતક થયું એમમાની હું ( શંકર ) સમુદ્રસહીત પૃથ્વી ઉપરના બધા તીર્થોનું સ્નાન કરતો કરતો અરુણાસંગમ તીર્થનેવિષે આવ્યો અને ત્યાં સ્નાન કરતાં વેંતજ તે કપાલ મને જડયું અને તરતજ મને ભાસ થયો કે બ્રમ્હહત્યાના પાતકમાંથી હું દૂર થયો, કેવો એ સંગમનો મહિમા? હવે બીજા તીર્થને વિશે જવાની જરૂર નથી એમ સ્વયંભુ મનુ એ કહ્યું. અને તેજ સંગમનેવિશે કપાલેશ્વર નામના લિંગની સ્થાપના કરી તેનૂં વિધીપૂર્વક પૂજન કર્યું.

આ સંગમનેવીશે જે કોઇ સિંહસ્થમાં સ્નાન કરશે તેને સ્વર્ગ પ્રાપ્તિ થશે. જે ઉપવાસ કરસે તે અકલ્પસુધી બ્રમ્હલોકમાં વાસ કરસે, તેમજ જે અંહીયા આત્મઘાત કરશે સેંકડો કરોડ કલ્પસુધી રૂદ્રલોકમાં વાસ

કરશે. સિંહરાશીમાં ગુરૂ આવતાં ચંદ્રગ્રહણમાં જે શ્રાદ્ધ કરશે તે પોતાનાં સેકડો કુળને તારશે. વળી ચંદ્રગ્રહણમાં કપાલેશ્વરનુ દર્શન કરશે તેમજ પંચવટીના દાશરથી રામના દર્શન કરી ગોદાવરીમાં સ્નાન કરશે તે સંચીનથી સદા દૂર રહેશે, જેમ કુરૂક્ષેત્રને વિષે એક ચણોઠીભાર સોનૂં દાન કરવાથી તેરગણા દાનનુ ફળ માણસને પ્રાપ્ત થતું તેમજ આ અરૂણાવરણા સંગમને વિષે એસચી દાણા જેટલું સોનુ દાન કરવાંથીપણ તેરગણું દાન કરવા જેટલું ફલ પ્રાપ્ત થશે અને જે પ્રમાણે પૃથ્વીને તળીયેથી પ્રયાગમાં વડનુ ઝાડ કાઢયુંછે ત્યાં દાન કરવાથી અક્ષય ગતી પ્રાપ્ત થાયછે. તેમજ અંહીયા દાન કરવાથી થાયછે. હવે આ ગૌતમે નિર્માણ કરેલી ગોદાવરી ગંગા જેના સ્મરણમાત્રે કરીને માણસોનું સાર્થક થાયછે. એવી પુણ્યશાળી ગંગાની કથા હવે હું તને કહૂંછું તે સાંભળ૦

પ્રથમ કુશાવર્ત, પછી અરૂણાવરૂણાની આગળ પદ્મનગર, તેને હાલ નાસીક કહેછે. વળી કોઈ પ્રતિષ્ઠાન નગર પણ કહેછે. પછી ગંગાસાગર સંગમ એવાં સ્થલને વિશે ગોદાવરીનું સ્નાન કરવાથી અને પછી

ભાગીરથીનું સ્નાન કરવાથી નરકમાં ધસડીજતાં કર્મો ભસ્મ થઇ જાયછે. ગંગા ગોદાવરી, રેવા, નર્મદા એ નદીઓ ઘણી પુણ્યદાતા અને મોક્ષ આપનારીછે. આ ગંગા, ગોદાવરી અને શ્રી શહ્યનેવીશે વાસ કરનારા ઓને ગ્રહણનો, ચતુર્માસના વ્રતનો, વિશુવનો, લગ્નનો, સીમંતકર્મનો અને ગુરૂશુક્રાદિના અસ્તનો દોષ લાગી શકતો નથી અન્ય દેશમાં રેહનારાઓએ પોતા ની શુધ્ધીને માટે સીંહસ્થમાં ગૌતમીની વિધીવડે યાત્રા કરવી જેથી આત્માની શુધ્ધી થાય.

---

## પ્રકરણ ૧૩ મું.



શંકર૦—હે પુત્ર, આવી આ સીંહસ્થ પર્વણીમાં નાના અને મોટા સ્ત્રી અને પુરૂષ સહૂ કોઇયે મોહટા પ્રયત્નવડે આ યાત્રા કેવા પ્રકારે કરવી અને તેનાથી શું ફલ પ્રાપ્ત થશે તો હવે હું કહુંછું.—

સીંહસ્થની યાત્રા ત્રિબકેશ્વર ઉપર કરવી એવી જેની ઇચ્છા હોય તેમણે પ્રથમ પોતાના ઘરના દેવતાઓનુ પુજન કરવૂં અને ભક્તીવડે પ્રાર્થના કરી. તેઓની આજ્ઞા માગી, તેઓને સાથે લઇને પુણ્યાહવાચન કરી શ્રી ગૌતમી માતાનું ચીંતન કરતાં કરતાં જવુ. પછી નાંદીશ્રાધ્દ કરવુ ને પછી નીચેના ચાર શ્લોક વડે પ્રાર્થના કરવી.

## श्लोक

" आदित्यो गणनाथश्च विष्णुश्चैवम-
हेश्वरः ॥ आयांतु सहिता देव्या स्ना-
नार्थं गौतमीसुराः ॥ १ ॥ आयांतु
पितरः सर्वे यमातुः श्राद्धकांक्षिणः ॥
यास्यामि गौतमी गंगा सिंहस्थे च
बृहस्पतौ ॥ २ ॥ ब्रह्मचर्यादिभिर्युक्तो
मतैर्देवी कृपांकुरु ॥ तव यात्रां करि-
ष्यामि सर्व कामार्थ सिद्धये ॥ ३ ॥

**नमोदेवी महापुण्ये पुण्यतोयैः शुभैवृते ॥ तव यात्रां करिष्यामी सर्वपापाप-नुत्तमे ॥ ४ ॥**

અને આ શ્લોકનો જપ કરતાં કરતાં બહાર નિકળવું તેવખત જે નોકર સાથે હોય તેને પુણ્યના ફલનો સોળમો ભાગ મળશે. અને સાથે આવનારા સ્નેહીને અડધું ફળ પ્રાપ્ત થશે. માત્ર યાત્રા કરવી તે જોડા પેહેર્યાવગર અથવા તો ઘોડાપર બેસીને જવૂં. બેલની ગાડીમાં તેમજ બેલ ઉપર બેસીને આ યાત્રા કરવી નહીં. નહિતો શરીર ઉપર જેટલા વાળછે તેટલા દિ-વસ નરકવાસ ભોગવવો પડશે. અને યાત્રા નિષ્ફળ થશે તે જુદી.

જાત્રા કરનારે નાસીકમાં આવતાં વેંત ગોદાવરીનું દર્શન, પૂજન અને સ્નાન કરવું પછી શ્રાદ્ધ અને દા-નાદિ ક્રીયા કરીને શ્રી જનાર્દનના દર્શન કરવા. પછિ પંચવટીમાં શ્રી રામચંદ્રજીના દર્શન કરીને શ્રી ત્રીંબકે-શ્વર જવું. ત્યાંજઈ કુશાવર્ત ઉપર સ્નાન, દાન અને

શ્રાદ્ધ કરેવું પછી ત્રીંબકેશ્વરના દર્શન, પુજન અને રૂદ્રાભીષેક કરીને ફરાળ કરવો. પછિ ક્ષેત્રના ઉપાધ્યાયનું પુજન કરીને ત્રીંબકેશ્વરનાં દરશન કરી ફરી નાશીકમાં આવવું અને ફરી શ્રી રામચંદ્રજીના દરશન કરીને પોતપોતાને ઘરે જવું. પછી યાત્રાની પૂર્ણતા કરવામાટે પગરખાં પેહર્યાવગર વેદવિધાસંપન્ન બ્રાહ્મણોને સાથે લઇને ગોદાવરીને કાંઠે આવીને હાથ જોડીને મંત્રો શ્રવણ કરવા અથવા ઇચ્છા હોય તો નીચેપ્રમાણે બોલવાઃ-

श्लोक

" मनोवाक्कायजैर्दोषैः पापैर्बहुविधैरपि ॥ वाक्सगोदास्मवेत्पूतः पुरुषोनात्रसंशया ॥१॥ गोदावर्याजलं शंभुः पापानां जनार्दनः ॥ सिकताः मुनयः सर्वे तत्वः सर्व देवताः ॥ २ ॥ स्वरूपात्किल्बिषं हंति दर्शनात् सर्व कामदा ॥ नमस्काराद्भवेत्पुष्टिः स्नात्वा च बहुसंपदाः ॥ ३ ॥

अलोकयश्या के गंगे हरिब्रह्मेशसेविते ॥ श्लोकेऽस्मिन् पतितान् सर्वान् समुद्धर नमोस्तुते ॥ ४ ॥ इहजन्मनि पूर्वेवा यन्मया दुष्कृतं कृतं ॥ तत्सर्वं नाशमायातु गोदावरि नमोस्तुते ॥ ५ ॥ "

પછી ષોડષોપચારે પુજન કરીને પુજાનો બધો સામાન પાસે લેવો કોહળું, નાળીએર, કોઠાં, કેળાં, ફણસ કેરી વીગરે અનેક ફળ લઈ ગંગામાં પાંચ અર્ધ્યદાન કરવા; પછી સ્નાન કરવું અને બાજુ વસ્ત્ર પહેરી ભીવસ્ત્ર ઉપાધ્યાયને દાન કરવું પછી તેની આજ્ઞાએન ક્ષૌરકર્મ કરાવવું અને તે દીપસે વીધીવડે વતુ કરાવ્યા પછી ઉપવાસ કરવો.

હવે જે લોકો ત્યાં તીર્થનેવિશે રહિને સ્નાન, દાન જ કરશે તેને અર્ધ્ય તથા ઉપવાસ કરવાની જરૂર નથી. પણ જે કોઈ ચાર છ મહિના આક્ષેત્રમાં રહીને બીજે ઠેકાણે ચાલ્યાજશે અને પાછા કેટલો દિવસ પછી આ ક્ષેત્રનેવીષે આવશે તેમને સાંદરથપર્વણી

માં મુંડન અને ઉપવાસાદિ કર્મો આચરવાં પડશે. વળી કૃષ્ણાનદીને કિનારે વાસ કરનારાને આ કર્મો કરવાની જરુર નથી. માટે હે ષણ્મુખ, મુંડણક્રીયા કરવાનો વખત તો આ પ્રમાણે છે.—

પુણ્યતીર્થનેવિશે જઇયેં ત્યારે-યજ્ઞની પ્રાપ્તી થાય ત્યારે માબાપનો સ્વર્ગવાસ થાય ત્યારે એ શિવાય મુંડન કરાવવાથી પિતાનો ઘાત થાયછે.

હવે તીર્થનેવીશે આવ્યાંછતાં પણ મુંડન કયારે ને કરવૂં તે કહૂછું.

થોડા વખત ઉપર વીવાહ થયો હોય તો-જનોઇ ધારણ કરી હોયતો.

સ્ત્રી ગર્ભવતી હોય તો એક વરષ સુધી મુંડાવવૂં નહી.-તેમજ સમુદ્રસ્નાન કરવું નહી. મૈયતને ઉપાડવુ નહી.-પીંડદાન કરવું નહી. વૃક્ષનું છેદન કરવું નહીં પર્વત ઉપર ચઢવું નહી. આ કર્મો ગર્ભવતી સ્ત્રીનો પતી કરે તો પછી આગળ ઉપર સંતતી થતી નથી.

પણ સિંહરાશીમાં ગુરૂ આવે ત્યારે ગોદાવરીને વીશે જરૂર મુંડણ કરાવવું ગર્ભાધાનવીધી વિગેરે સીંહસ્થ સાલમાં બધા દેશમાં કરવાં. સીંહસ્થની સાલમાં ગોદાવરીની ઉત્તરે અને ભાગીરથીની પશ્ચીમે વિવાંહાદી કાર્યો કરવા નહીં. પણ ગૌતમીને દક્ષીણે ઉત્તમપતી મળ્યો હોય કન્યા મોટી થઈ હોય દુકાળની બીક હોય તો વીવાહ અવશ્ય કરવો.

હે ષણ્મુખ, પણ વ્યાસજીનુ વચન છે કે મા બાપ જીવતાં હોય તે છતાં પણ સીંહસ્થ સાલમાં મુંડન કરવાવું. અને ઉપર લખેલી ગમેતે અડચણ હોયતે છતાંપણ તીર્થોપવાસ કરીને મુંડણ કરાવવું.

આ મુંડણ કરાવવાથી શીરસ્થાને વાસ કરનારાં અસંખ્યપાતકોનો નાશ થાયછે આત્માની શુદ્ધી થાયછે અને પિતૃને મુક્તી મળેછે માટે ગોદાવરીને કાંઠે આવિને પ્રાર્થના કરવી કે હે દેવી આ દીનદાસે કાયા વાચા અને મનવડે બ્રહ્મહત્યા જેવાં ગમે તેવાં ઘોર પાપકર્મો કરયાં હોય અને તે સર્વ પાતકો માથાના બાલનો આશ્રય લઇને રહેલાં હોય તો તેને માટે આ

મુંડન કરાવું છું. કે જેથી તે પાતકોનો નાશ થાય. પછિ મુંડણ કરાવવૂં. તેપછી સ્નાન કરીને રાજદંડ, બ્રહ્મદંડ વીગેરે પ્રાયશ્ચીત લેવાં શાસ્ત્રોક્ત રીતે વ્રતનુ આચરણ કરવું. હવે કોઇ રાજા, રાજપુત્ર, રોગી, અશક્ત, વિદ્વાન બ્રાહ્મણ એઓએ બાલનું રક્ષણ કરવૂં. હોય તો બમણું પ્રાયશ્ચીતનુ દાન આપવું. અથવા બ્રાહ્મણોને દ્રવ્ય આપી તેમની પાસે મુંડણ કરાવરાવવું

તો પણ તેઓએ તીર્થના ઉપાધ્યાય બોલે તે મંત્ર વડે ભસ્મસ્નાન, ગાયના છાણનૂં સ્નાન, માટીનુ સ્નાન, અને પછી ગૌતમીનુ શુદ્ધ ઉદકસ્નાન કરવૂં. અને બીજું વસ્ત્ર પેહરીને બ્રાહ્મણોને ઇચ્છીત ફરાળ કરાવવો. ઉપવાસ કરાવવો અથવા બનીશકે તો પોતે કરવો અને પછિ ગૌતમી દેવીની પ્રાર્થના કરવી પછી બ્રાહ્મણે આત્મશ્રાદ્ધ કરવૂં અને શૂદ્રોએ દ્રવ્ય દઇ બ્રાહ્મણપાસે કરાવવૂં. જેમ બને તેમ રેહવાનાજ ઘરમાં વિધીવડે શ્રાદ્ધ કરી ભક્તીભાવથી પિંડદાન કરવું.

**શંકર૦**—જેનું એવું મહત્પુણ્ય ભેગું થયેલું હોય તેનાથીજ આવું પિંડસહીત તીર્થ શ્રાદ્ધ થઇશકેછે.

અને સપીંડ શ્રાદ્ધ કરવામાટે કેટલા મોટા પુણ્યપ્રભાવની જરૂર પડેછે તેનુ વર્ણન થઈશકે નહી. પછી ત્રીપીંડ શ્રાદ્ધ પણ કરવૂ.

સ્કંદ૦—હે તાતજી, સપીંડ તીર્થશ્રાદ્ધનો વિધી સાંભળીને હું પાવન થયોંછું પણ આ ત્રીપિંડ શ્રાદ્ધ કેવી રીતે કરવૂં અને તેનું ફલ શું તે વર્ણન કરો.

---

## પ્રકરણું ૧૪ મું.

---

શંકર૦—હે ષણ્મુખ, તારા પ્રશ્નનુ ઉત્તર જે કો ભક્તીભાવથી શ્રવણ કરશે તથા તે પ્રમાણે બરાબર આચરણ કરશે તેમના સકલ પાતકો નાશ પામશે અને તેઓં પાવન થશે. અને હમેશાનું આનંદ સુખ ભોગવવા માટે મુક્તીપદને પામશે એવું આ શુભ કથાનક તને કહુંછૂં તે સાંભળ.

એકવખત નારદમુની ઘણા હર્ષથી વીણા વગાડતાં વગાડતાં સકલ પાપ, તાપ અને દરીદ્રનો નાશ કરનાર શ્રી વિષ્ણુ ભગવાનના દરશન કરવા વૈકુંઠભુવન વિશે ગયા. ત્યારે ભક્તોવડે મોહ પામનાવાળા પ્રભૂ તેને ભેટયા અને નારદમુનીને આસનપર બેસાડયા. પછિ નારદે પ્રભૂનું પુજન કરયું અને પછી પોતાના આસનપર બેસીને પુછયું કે હે દેવાધીદેવ, ભુતપ્રેતાદિઓને પિંડદાન આપવાથી ત્રણે લોકનુ દુઃખ નાશ પામેછે. અને તેઓ મુક્તીપદને પામેછે એમ હું સાંભળૂં છું? તો આ વાતનું ખરૂં તત્વ શુંછે તે મને કહો.

**શ્રી વિષ્ણુ૦**—હે નારદ, જે કોઇ પ્રાણી બાળક અવસ્થામાં, જુવાન અવસ્થામાં. વૃદ્ધાવસ્થામાં સ્નાન દાનાદી કર્યા શિવાય મરીજાયછે અથવા મંત્ર સાંભળ્યા-વગર અગ્નીમાં બળી જાયછે; કેદખાનમાં હાથપગમાં બેડીયુ હોયછે તેની હાલતમાં મરી જાયછે અને ચંડાળ લોકો સ્પર્શ કરેછે. અથવા કોઇ અપઘાત કરી મરણ પામેછે. વીગેરે પ્રાણીઓને મંત્રોક્ત અગ્નીસંસ્કાર ન થવાથી ખરાબ ગતીને પામેછે અને વાયુરૂપે સર્વ દિશામાં

સંચાર કરેછે. તેમજ હે નારદ, જે પ્રાણી હમેશાં શુદ્રનું અન્ન ભક્ષણ કરવામાં મગન હોયછે. ઔરાંતથા બચ્ચાંને દુઃખ આપેછે, પરદારામાં વશ થાયછે, પરદ્રવ્ય હરણ કરેછે. વેદશાસ્ત્રને ગણકારતા નથી, ઉલટી નીંદા કરેછે, આત્માભીમાની, હમેશાં બીજાને પીડા કરવામાં તત્પર એ પ્રમાણે નાના પ્રકારના દોષીત સ્ત્રી પુરૂષો મરણ પામે ત્યારે વાયુરૂપે પોતાનાં કુટુંબમાં, ગામમાં, જંગલમાં ફરેછે. અને જીવોને પીડારૂપ થઇ પડેછે તેમને શાંત કરવામાટે આ ત્રીપીંડ શ્રાદ્ધ કરવાની જરૂર છે.

સ્કંદ૦—પ્રેતપીડા. કેવીરીતે ઓળખી શકાયછે અને તેનો કીયાં પ્રકારે અનુભવ થાયછે તે કહો.

૧ ઈશ્વર૦—હે સ્કંદ, હમેશાં ઘરમાં કલહ કંકાસ થવો. સદા દરિદ્ર અવસ્થા ભોગવવી. ચેહરા ૨ ફીકાશવાળી મડદાની છાયા દેખાવી વીગેરે પીડાના લક્ષણોછે. કોઇ કારણ વિના મનનેવિષે ભય પેદાથવું. અકસ્માત જંગલમાં ચોરો એ આપણને લુટીજવું. પાપકરમમાં પ્રવૃત થવું પારકું ધન હરણ

કરવાને તૈયાર થવૂં એ બધાં પ્રેતપીડાના લક્ષણોછે. તેમજ સ્વધર્મનો ત્યાગકરીને પરધર્મને સ્વીકારે-પત્નીનો ત્યાગકરી બીજે ઠેકાણે જઇ રહે પરસ્ત્રીમાં મનનેદોરે અને તેના પતી તથા ઘરના માણસોનો દ્વેષ કરે, પુત્રનો દ્વેષ કરે; પુત્ર પિતા અને ભાઇનો દ્વેષ કરે અને પોતાની નાતસાથે કજીઓ કરે એવા બધા વિચિત્ર પરીણામ પ્રેતપીડાવડે થાયછે. આ દુષ્ટ પીડાઓનો નાશ થાય તેમાટે ત્રીપિંડ શ્રાદ્ધ કરવાની જરૂરછે.

સ્કંદ૯૦—તો હે મહાદેવ, આવા આ ત્રીપિંડ શ્રાદ્ધનો વિધિ વિસ્તારથી મને વર્ણન કરો.

શંકર૯—હે વીકરા, તીરથને ઠેકાણે, દેવાલયમાં, નદીના સંગમનેવીશે, આશ્રમમા, તળાવમાં અને અસ્વત્થ વૃક્ષની નીચે ત્રીપીંડ શ્રાદ્ધ કરવું ત્યાં ગયા પછિ બ્રાહ્મણો ન હોય તો ત્રણ બાળકોને બોલાવવા તે પણ ન જડે તો દર્ભના ત્રણ બાલક કરી તેમનુ પુંજન કરવુ. પછી જવનો લોટ અને તલના ત્રણ પીંડ કરી નાખવા, પછિ ભક્તિભાવથી બ્રામ્હણોનું પૂજન કરવુ. અને દેશકાલાદિ સ્મરણ કરીને શ્રી વિષ્ણુની પુંજા

કરવી. પછી પુરૂષસુક્ત મંત્રવડે અથવા વિષ્ણુમંત્રવડે શુધ્દોદકથી ભરેલો કળશો લેવો તેમાં ઉપાધ્યાય કહેને ચાંલ્લે નાખવી અને તે કળશાને ઉપર જણાવેલા દરભના ત્રણ બાલકો બાંધવા અને તે કલશાપર વિ. ષ્ણુની સ્થાપના કરવી. અને હાથ જોડી મંત્રોનુ શ્ર વણ કરવું અને તે કળશાની પ્રાર્થના કરવી. પ્રથમ મધમાં મેળવેલો જવનો પિંડ આપવો; એટલે પ્રીત તૃપ્ત થશે અને ઉત્તમ એવા પદને પામશે.

કેટલાક સત્વરૂપી પ્રાણી મરણ પછિ એકજ જગોએ ઉભા હોયછે તેઓને સાત્વિક અન્નનું પિં ડદાન કરવાથી તે પણ મુક્ત થાયછે. આપણા પિતૃ વંશમાથી તેમજ માતૃવંશમાથી મરીગયેલાં મન જી- વોની તૃપ્તી કરવામાટે સાત્વિક અન્નદાન કરવું તેમજ ખીર ખવરાવવી. તેમજ આપણા ગોત્રવાળા પુરૂષ તથા સ્ત્રીઓ બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શૂદ્ર વિગેરે પીડા કરેછે તેને પણ ખીરના પીંડનું દાન આપવાથી તૃપ્તથાયછે. પછી ગોત્રવાળા અથવા ગોત્ર શિવાયના બીજા બધામાટે જેમાં તલ મેળવેલાછે એવો મધસર્પીયુક્ત પીંડદાન કરવું. ભુખથી પીડાતા સાત્વીક, તામસી અને રાજસી

ભૂત પીશાચો આવા ભક્તીભાવથી કરેલા ત્રીપીંડદાનવડે તૃપ્ત થઈને આનંદમાં ઉત્તમ સ્વર્ગવીશે ચાલ્યાજાયછે.

આ પ્રમાણે ત્રીપીંડ થયા પછી પૂજન કરવું પછ ગોદાન. ભુમીદાન. તીલદાન, હીરણ્ય, ચાંદી, વસ્ત્ર, ગોળ. મીઠું વીગેરે દશદાનો આપવાં પછી તલ અને દુધ, વાળૂ સંયોદક લઈને વિષ્ણુનુ તર્પણ કરવુ અને વિષ્ણુભગ વાનની પ્રાર્થના કરવી કે હે કરણાસાગર કૃષ્ણ, માધવ પુરશોત્તમ. જે પ્રમાણે ઘાસની આખી ગંજી અગ્નીનાં એક તણખાથી બળીને ખાખ થાયછે તે પ્રમાણે આ સંસાર સાગરમાં અમારાપર તું જરા કૃપાદ્રષ્ટી કરીશ તો અમારા અસંખ્ય પાપો ભસ્મ થઈજશે. હે પ્રભુ. હું તને શરણ જાઉં છું. એમ કહી નમસ્કાર કરવો. પછી ને બાળકોસહીત કળશાનુ વિસરજન કરવુ. અને અલકારવાળી મહેત વસ્ત્ર સહિત વાછડાવાળી ગાય દક્ષિણાસાથે બ્રામ્હણને દાન કરવી અને બ્રામ્હણોને તેમજ ગરીબો. દક્ષિણા આપવી પછી પોતાને ઘરે આવવુ. દુધ અને ઘીવ ગુ ભોજન ઇચ્છાનુરૂપ બ્રામ્હણોને કરાવવૂ અને પછી પોતાના સગાને મિત્રોસાથે ભોજન કરવુ. અને હમેશા શ્રીહરીનુ ભજન કરવું.

આવો આ પ્રેતપીડા નિવારણ કરવાવાળો ત્રિપીંડીકરણવિધી કહયો. હવે તારે બિજુ શું સાભળવાની ઇચ્છા છે તે કહે ?

---

## પ્રકરણ ૧૫ મું.

સ્કંદઉ૦—હે તાતજી આપે જે ભુતપ્રેતને મોક્ષ વિષે લઇ જનારો પાપનો નાશ કરનારો પુરાતન ઇતિહાસ કહ્યા તે સાંભળી મારા ચીત્તનુ સમાધાન થયુછે. તેછતાં તમારા મુખથી નિકળતુ બોધ અામૃત હજી પણ વધારેને વધારે સેવન કરવાની ઇચ્છા થાયછે.

શંકર૦—હવે તને દશદાન મહાદશદાન અને તેના ફળ કહી સંભળાવુંછુ - ગાય ભુમી, તેલ, સોનૂ: ધી વસ્ત્ર, ધાન્ય ગોળ. ચાદિ. મીઠૂં. એટલાં દશદાન કહે વાયછે તે આપવા. અને સોનુ, ઘોડો, તલ, ગાય. વિધા, જમીન; રથ, ઘર, કન્યા, કપિલા ધેનુ વિગેરે

મહા દશદાન દેવાં તેમજ પૃથ્વી, ઘોડો, ભેંશ, દાસી ગાય, બાગ, ચાંદી, સોનું એ આઠ દાન દેવા. અને દેતી વખત પૂર્વ દિશા તરફ મોઢુ કરવું અને લેનાર બ્રામ્હણે ઉત્તર તરફ મોઢુ રાખીલેવાં એટલે દાતા અને જાચકના આયુષ્યની વૃદ્ધી થાયછે. ગાય વાછડા-સહિત આપવી અને જે સારા સ્વભાવની અને વધારે દુધ દેનારી આપવી. અને રંગે ગોરી હોય તો આ પનારના વંશની વૃદ્ધી થાયછે,

રાતી ગાય આપવાથી ભાગ્યશાલી થવાયછે જે ગાયને દાનમાં દેવાની છે તેના સીગડા સોનાના બનાવવા. અને પગના ખુર ચાંદીના બનાવવા. તાંબાનુ આચ્છાદન પીઠપર અને રત્નજડીત પૂંછડું અને દૂધ કાઢવા માટે કાંસાની બઘોણી અને ગાયત્રોના સર્વ અલંકાર તેને પેહેરાવીને વિધીસહિ બ્રાહ્મણને દાન કરવી દાન કરવાવાળાએ સૂર્ય તરફ મોઢુ રાખીને બ્રાહ્મણની પ્રાર્થના કરાવી કે હે કલ્યાણકારક ભૂદેવ. આ જે હુ તમને અર્પણ કરૂં છું તેને પ્રેમસહીત અંગીકાર કરો અને તેને વિષ્ણુરૂપ માનીને તેના હાથ ઉપર જળ મુકી સાષ્ટાંગ દંડવત કરવો પછી તે ગૌતમી દેવી

ફરીને પ્રાર્થના કરવી કે હે કપીલા, તું સર્વથી શ્રેષ્ઠ છે અને સર્વ દેવો તારી પુજા કરેછે. તું સર્વનો આધારછે અને તારો ત્રણે ભુવનમાં વાસછે હે મહાભૂતાત્મકી, લોકહિતાત્મકી વસુંધરા દેવી તને ગાયના રૂપમાં બ્રાહ્મણને આપુંછું તો મારા પાપનો નાશ કરી મારૂં રક્ષણ કર.

હે સુમુખવાળા, તલદાન કરવાનુ ફળ પણ વિશેષછે અને તે આપવાથી અનંત પુણ્યની પ્રાપ્તી થાયછે અને શાંતીસુખ ભોગવાયછે. તેમજ ધાન્ય દાન કરવાથી દેવતાઓ તૃપ્ત થાયછે. તેમજ ગોળ અને શેરડીના રસથી પણ દેવો તૃપ્ત થાયછે.

આ પ્રમાણે દાન કરીને ગુરૂની પૂજા કરી વસ્ત્ર, અલંકાર મહાદક્ષણા દઈને તૃપ્ત કરવા તેથી દેવ પિતર સંતોષને પામેછે. સર્વ દુખ અને શોકનો પરિહાર કરેછે અને તે પ્રાણી વિષ્ણુપદન તથા શીવપદનદ્વારે જઈ તે રૂપમાં મળી જાયછે.

---

## પ્રકરણ ૧૬ મું.



**શંકર૦**—હે ષણ્મુખ, તને હવે ગુરુનું અને ગંગાનું પુજન કરવાનો વિધી કહુછું. અને તે પ્રમાણે પુજા કરવાથી યાત્રા કરવાનુ પૂર્ણ ફલ પ્રાપ્ત થાયછે. તે ગંગાને કાંઠે ઘેર અથવા દેવાલયમાં કરવું. પ્રથમ ભૂમી છાણથી, લીંપવી; પછી તેપર આઠ દળવાળા કમળની રંગીત આકૃતી કાઢવી, પછિ તે કમળ ઉપર નવા વસ્ત્રનુ આસન પાથરી તે પર ગંગોદકથી ભરેલા તાંબાનો કળશો મુકવો અને તેપર ગૌતમી દેવીની પ્રતિમા સ્થાપન કરવી. તેમજ ૧૬ માસા વજનની સોનાની ગુરુની પ્રતિમા બનાવી ગૌતમીની જોડેજ. બ્રહ્મદેવ. ઈંદ્રિ, અંગિરસ સહિત તેમની સ્થાપના કરવી. પછી એકાગ્રચિત્તે કરીને અંગીરસ ગોત્રમાં ઉત્પન્ન થયેલ ગુરૂ સીંધુદેશવાળા ચાર ભુજાવાળા તેના હાતમાં છત્ર, દંડ કમંડલુ ધારણ કરેલા છે અને પત્નીસહ સીંહાસનપર બીરાજમાન થયેલા એપ્રમાણે ધ્યાન કરવૂં અને તે તામ્રમય કળશાપર ગુરુને સહપરીવાર આમંત્રણ કરવું પછી

કરીને પાર્થના કરાવી કે હે કપીલા, તું સર્વથી શ્રેષ્ઠ છે અને સર્વ દેવા તારી પુજા કરેછે. તુ સર્વનો આધારછે અને તારો ત્રણે ભુવનમાં વાસછે. હે મહાભૂતાતમકી, લોકહિતાતમકી વસુંધરા દેવી તને ગાયના રૂપમાં બ્રાહ્મણને આપુંછું તો મારા પાપનો નાશ કરી મારૂં રક્ષણ કર.

હે બ્રહ્મુખવાળા, તલદાન કરવાનુ ફળ પણ વિશેષછે અને તે આપવાથી અનંત પુણ્યની પ્રાપ્તી થાયછે અને શાંતીસુખ ભોગવાયછે. તેમજ ધાન્ય દાન કરવાથી દેવતાઓ તૃપ્ત થાયછે. તેમજ ગોળ અને શેરડીના રસથી પણ દેવો તૃપ્ત થાયછે.

આ પ્રમાણે દાન કરીને ગુરૂની પૂજા કરી વસ્ત્ર, અલંકાર મહાદક્ષણા દઈને તૃપ્ત કરવા તેથી દેવ પિતર સંતોષને પામેછે. સર્વ દુખ અને શોકનો પારહાર કરેછે અને તે પ્રાણી વિષ્ણુપદન તથા શીવપદનેવીશે જઈ તે રૂપમાં મળી જાયછે.

## પ્રકરણ ૧૬ મું.



**શંકર૦**—હે ષણ્મુખ, તને હવે ગુરુનું અને ગંગાનું પુજન કરવાનો વિધી કહુછું. અને તે પ્રમાણે પુજા કરવાથી યાત્રા કરવાનુ પૂર્ણ ફલ પ્રાપ્ત થાયછે. તે ગંગાને કાંઠે ઘેર અથવા દેવાલયમાં કરવું. પ્રથમ ભૂમી છાણથી, લીંપવી; પછી તેપર આઠ દળવાળા કમળની રંગીત આકૃતી કાઢવી, પછિ તે કમળ ઉપર નવા વસ્ત્રનુ આસન પાથરી તે પર ગંગોદકથી ભરેલો તાંબાનો કળશો મુકવો અને તેપર ગૌતમી દેવીની પ્રતિમા સ્થાપન કરવી. તેમજ ૧૬ માસા વજનની સોનાની ગુરુની પ્રતિમા બનાવી ગૌતમીની જોડેજ. બ્રહ્મદેવ. ઈંદ્ર, અંગિરસ સહિત તેમની સ્થાપના કરવી. પછી એકાગ્રચિત્તે કરીને અંગીરસ ગોત્રમાં ઉત્પન્ન થયેલ ગુરુ સીંધુદેશવાળા ચાર ભુજાવાળા જેના હાતમાં છત્ર, દંડ કમંડલુ ધારણ કરેલા છે અને પત્નીસહ સીંહાસનપર બીરાજમાન થયેલા એપ્રમાણે ધ્યાન કરવૂં અને તે તામ્રમય કળશાપર ગુરુને સહપરીવાર આમંત્રણ કરવું પછી

પ્રાર્થના કરવી. કે હે ગુરુ, ત્રૈલોકને પાવન કરનારી ગૌતમી સહ તમારી પુજા કરૂંછુ. તમે ઈંદ્રાદિક દેવોના પુરોહિતછે. હું બ્રાહ્મણોનાહી તને મારૂં તમારૂં આ. રાધન કરૂંછુ માટે હે વાચસ્પતે, જેની સુર્યં ઈંદ્રાદી પુજા કરેછે તે મારૂં કલ્યાણ કરો. એ પ્રમાણે ભક્તી ભાવથી અર્ઘ્યપાદ્યથી તે મંત્રપુષ્પાંજલી સુધી પૂર્ણ પુજા કરવી અને હાથ જોડી પ્રાર્થના કરવી કે

**वाचस्पते नमस्तुभ्यं नमस्ते सुरपूजिते ॥**
**पुत्रसंतान सौख्यंच सर्व कामांश्च देहिमे ॥ १**

પછી ફરીને પ્રીય થઇ પડેલી એવી ગંગાદેવીની સ્તુતી કરવી કે હે ભીમવતી મકરવાહિની, શ્વેતરૂપીણિ, સ્વેતાંબરધરે, બ્રુમ્હર્ષી ગૌતમી, બ્રહ્માંડવ્યાપિને માતે, પાહીમાં પાહીમાં. એ પ્રમાણે નામનો ઉચ્ચાર કરીને નમસ્કાર કરવો. શ્રી ગંગા દીવ્ય વસ્ત્ર ધારણ કરનારી મસ્તક ઉપર રત્નજડીત મુગટવાળી, દિવ્ય પુષ્પના ગજરા હાર તથા માળા ધારણ કરીને કાનમાં કુંડલ હાતમાં કંકણ, કમરચીપે માણેકાદી ભુષણો, લલાટમા કુંકૂ તથા કસ્તુરીનું તીલક એ પ્રમાણે ધ્યાન કરવુ

અને પ્રાર્થના કરવી કે હે ગંગા, બ્રહ્માદી શીખરપર બીરાજમાન થાવ. પછી શોડશોપચારે પૂજા કરવી. ધુપ દીપ વિગેરે કરીને ફૂલ તાંબુલ દક્ષિણાસહીત મહા નૈવેદ્ય અર્પણ કરવો. પછી હે મંદાકીની, સુરપૂજીતે, ભોગાવતી, ભાગીરથી સરસ્વતી, નર્મદે, કુશાવર્તવાસિન્યે તને શરણછુ વળી નીચેનો શ્લોક બોલવો.

## श्लोक.

महापापोपपापानां नानायोनिषुयत्कृतं ॥ बालभावेह्यवस्थासुचेहजन्मनि [illegible] कृत ॥ १ ॥ आहारजनितं पापं क्षुतृष्णर्थेच यत्कृत ॥ काम,क्रोधेनयत्पापं दंभ लोभेन यत्कृतं ॥२॥ आत्मनोऽर्थेच [illegible]त्पापं परार्थेचैवयत्कृतं ॥ कुटुंबार्थेच पापं मया मोहेन यत्कृतं ॥३॥ भूतंभव्यं च यत्पापं भविष्यति च गौतमी ॥ विनाशं यातु तत्सर्वं प्रसादात्वदुःखदे ॥४॥मद्‌हनि-

क्रियाहीनं भक्तिहीनं च गौतमी ॥ यत्पू-
जितं मया देवी परिपूर्णं तदस्तुमे ॥ ८ ॥

પછી પિતૃગણની તૃપ્તી કરવામાટે વિવિધ પ્રકારના દાનો દઇને શ્રાદ્ધ કરવા. અને પછી પાપનાશિની ત્ર્યંબકીદેવીને નમસ્કાર કરવો. એપ્રમાણે ગંગાનુ પુજન થયા પછી શ્રી ધર્મરૂપ વૃષભની યથાવિધી પુજા કરવી. અને તે બ્રામ્હણને દાન કરવો. પછી ત્ર્યંબકેશ્વરની પ્રાર્થના કરીને પોતાની શક્તીપ્રમાણે બ્રામ્હણોને દાન દઇને યાત્રા સફલ થયાનો આશિરવાદ પ્રાપ્ત કરવો. ત્યાં સાત પાંચ અથવા ત્રણ રાત્ર રહીને પછિ પોતાને ઘેર જવું અને બંધુવર્ગસહિત દંપતી પુજન કરવું. એવું આ યાત્રાફળનું માહાત્મ જે શ્રવણ કરશે અથવા વાંચશે તે સર્વ પાપોમાંથી નિઃસંશય મુક્ત થશે.



# પ્રકરણ ૧૭ મું.



શા૦ કર૦—હે પુત્ર, આ પ્રમાણે જે કોઈ સ્નાન દાન તેમજ પિતૃશાંતી માટે પીંડદાન તરપણ વીગેરે વિધીપૂર્વક કરેછે તેઓ આ લોકમાં આચારસંપન્નતો અંશેજ પણ ઇચ્છા પ્રમાણે સુખનુ સેવન કરશે તેમજ આ સીંહસ્થની સાલમાં વધારે ફળ મળતુ હોવાથી ગુરૂની તથા ગંગાની પુજા કરવી. પછી અગ્નીની સ્થાપના કરવી અને બૃહસ્પતી મંત્રવડે હોમ કરવો અને તીરથવાળા ઉપાધ્યાયને અલંકાર સહીત ગાય અર્પણ કરવી આખરે બ્રામ્હણની પુજા કરીને ગુરૂ તથા ગંગાની પ્રતિમામુર્તી તેને દાન કરવી, માટે ખાસ કરીને સીંહસ્થના વરસમા ગોદાવરીની યાત્રા અવશ્ય કરવી અને પંચવટીના શ્રી રામનુ દરશન કરીને શ્રી ત્રીંબકેશ્વરના દરશન કરવા પછિ વળી ફરીને શ્રી રઘુંપતીના દરશન કરવા, આ પ્રમાણે યાત્રા ક્રમે કરીને કરશે તે મને બહુજ પ્રીય થઈ પડશે અને જે કોઈ ભૂલ કરશે તેમને અધોગતા પ્રાપ્ત થસે,

માટે હે પુત્ર, આ સીંહસ્થમાં દરેક માનવી એ ગોદાવરીનુ સ્નાન કરવું જેથી ગુપ્તમાં ગુપ્ત એવૂ ફલનૂ માહાત્મ મેં તને કહી બતાવ્યું.

સ્કંદ૦—મારા કાન સ્નાન દાનના પ્રકાર સાંભળીને પવિત્ર થયાછે. પણ અશકત માણસોને કઇ વિધીવડે તરવાના ઉપાય પ્રાપ્ત થાય તે સાંભળવાની ઇચ્છા છે.

શંકર૦—હે પુત્ર અશકત માણસોએ બને તે, રોજ એક વખત એમ એક માસ ગંગામાં સ્નાન કરવૂં અને શ્રી વિષ્ણુની પૂજા કરવી.

સ્કંદ૦—જે વિષ્ણુપૂજનવડે પૂર્વજન્મના, આ જન્મના અને ભવિષ્યના પાપો નષ્ટ થાયછે એવા પવિત્ર પૂજનનો વિધી કહો.

શંકર૦—સુવર્ણની એક વિષ્ણુમુર્તી બનાવીને તેની પંચરત્નસહીત કળશાપર સ્થાપના કરવી અને તે

મુર્તીની ભકતીભાવથી પૂજા કરવી. પછી ઘરમાં અ. ગ્નીની સ્થાપના કરવી અને તલ, ઘી વિગેરે અરપણ કરીને બ્રાહ્મણને દુભતી ગાય દાન કરવી અને પ્રાર્થના કરવી કે હે ભુદેવ, આપના આશીરવાદવડે અમારૂં કલ્યાણ થાય. જેથી સીંહસ્થની જાત્રા પરિપૂર્ણ થાયછે.

સશક્ત લોકો એ વિષ્ણુબલી કરવો. પંચાંમૃતવાળી સર્વે દેવોની પુજા કરવી અને પુરૂષસુક્તવડે હોમ કરવો અને વિષ્ણુનામવડે તર્પણ કરવું.

## શ્લોક.

**लक्ष्मीपते महाबाहो जन्मव्याधि निवारक ॥ बलिमन गृहाणत्वं मोक्षदस्त्वं सदाभव ॥ १ ॥**

એ પ્રમાણે મહાવિષ્ણુનો પ્રાર્થના કરવી આ પ્રમાણે યાત્રાવિધી કરવાથી વિષ્ણુપદનિ પ્રાપ્તી થાયછે તેમજ નીલ વૃષભ દાન વિધી કરવો એટલે જુવાનબળદ અને વાછડિ એ બેનુ પુંજા સહિત દાન કરવૂં. તેમને

કંઇ પણ કામકાજ કરવા દેવુ નહી. યથેચ્છ ફરવુ હરવુ કામવિહાર વિગેરે કરવા દેવા. આવા દાનથી અશ્વમેધનુ પુણ્ય પ્રાપ્ત થાયછે. આ પરમાણે ગુપ્તમાં ગુપ્ત એવું દાન તને કહ્યૂં હવે તારે શું સાંભળવાની ઇચ્છાછે તે કહે.

---

## પ્રકરણ ૧૯ મું.

સ્કંદ૦—હે વિશ્વના આત્મા, ત્રિપુરાંતક, મારા મનનુ હજી સમાધાન થતુ નથી.

શંકર૦ આ પ્રમાણે વિધી પૂર્વક યાત્રા કર્યા પછી ગોદાવરીની પ્રદક્ષીણા કરવી. તે જમણી બાજુથી કરવી અને ત્રણે પોહોરના નિત્યકર્મો કરીને અને સર્વકાળ ગંગાનૂ પૂજન કરતાં કરતાં તેજ સ્થાનનેવિશે પાછા આવવું, એટલે પ્રદક્ષીણા પૂરી થઇ. એનૂ ફળ વર્ણન

कोष्ठे प्रकुपितस्य वातस्य लक्षणम्—

**तत्र कोष्ठाश्रिते दुष्टे निग्रहो मूत्रवर्चसोः ॥२४॥**
**ब्रध्नहृद्रोगगुल्मार्शःपार्श्वशूलं च मारुते ।**

तत्र कोष्ठाश्रिते કોઠમાં રહેલ कोष्ठाश्रित, मारुते दुष्टे વાયુ દૂષિત થતાં वायुके दुष्ट होने पर, मूत्रवर्चसोः निग्रहः મૂત્ર અને મળની અટકાયત मूत्र और पुरीषकी रुकावट, ब्रध्न- બ્રધ્ન ब्रध्न, हृद्रोग- હૃદયરોગ हृद्रोग, गुल्म- ગુલ્મ गुल्म, अर्शः- અર્શ अर्श, पार्श्वशूलम् च અને પાર્શ્વશૂલ થાય છે और पार्श्वशूल होते हैं ॥२४३॥

કોઇ પણ કામકાજ કરવા દેવુ નહી. યથેચ્છ ફરવુ હરવુ કામવિહાર વિગેરે કરવા દેવા. આવાં દાનથી અશ્વમેધનુ પુણ્ય પ્રાપ્ત થાયછે. આ પરમાણે ગુપ્તમાં ગુપ્ત એવું દાન તને કહ્યું હવે તારે શું સાંભળવાની ઇચ્છાછે તે કહે.

---

## પ્રકરણ ૧૮ મું.

સ્કંદ૦—હે વિશ્વના આત્મા, ત્રિપુરાંતક, મારા મનનુ હજી સમાધાન થતુ નથી.

શંકર૦—આ પ્રમાણે વિધી પૂર્વક યાત્રા કર્યા પછી ગોદાવરીની પ્રદક્ષીણા કરવી. તે જમણી બાજુથી કરવી અને ક્રમે પોહોરના નિત્યકર્મો કરીને અને સર્વકાળ ગંગાનૂ પૂજન કરતાં કરતાં તેજે સ્થાનપરથી પાછા આવવું, એટલે પ્રદક્ષીણા પુરી થઇ. એનૂ ફળ વર્ણન

આવું પાપહારક અને પુણ્યદાતા મહાન દુર્લભ સર્વ કામના પરીપુર્ણ કરનારુ ગોદાવરીનું પ્રદક્ષીણા ચરીત્ર શ્રવણ કરવાથી પ્રાણીમાત્રોને તેની પ્રત્યક્ષ પ્રદક્ષીણા કરવા જેવીજ ફળપ્રાપ્તી થાયછે. વળી એવા ભાગ્યવાન પ્રાણીને આ ચરિત્રથી. શ્રી શંકરના દર્શનનો પણ લાભ મેળવી શકાયછે.

શંકરઃ—હે વત્સ,

## શ્લોક.

ब्रह्मोदुंबरमूलतः समुदितास्वच्छंदसंचारिणी श्रीमद्गौतमपुंण्यसंचययशःश्रेणीत्रिवेणिभुवः ॥ पापाद्रेरतिहारिणीसहजटामुक्ताफलाकारिणी ॥ सागंगागुहपातु विश्वमखिलंदेवीमनोहारिणी ॥ १ ॥ इतिसकलजनानांपावनीयंपवित्रं सुरवरमुनिवृंदैर्गीयमानंचरित्रं ॥ तवनिगदितमेतच्छ्रु-

स्नायःपठेद्वा व्रजति शिवसमीपं श्रावये

स्तोपितव्रत् ॥ २ ॥

---

## પ્રકરણુ ૧૯ મું.

શંકરઃ—દૂર દેશના લોકો એ સીંહરાશીમાં ગુરૂ હોય ત્યારે ગોદાવરીની યાત્રા અવશ્ય કરવી. તેમજ ગોદાવરીને કાંઠે નિવાસ કરનારા સર્વ લોકો એ નવમે દિવસે તીર્થશ્રાદ્ધ કરવૂં અને મુંડન અને ઉપવાસ કરવા નહી. નવમી એ પિંડપ્રદાન કરવૂં જેથી સર્વ પિતૃગણ મુક્ત થાયછે.

સીંહસ્થ સાલ જ્યારે શરુ થાયછે. ત્યારે પહેલા પંદર દીવસમાં શ્રી પુષ્કર ક્ષેત્રમાં [illegible] વેછે માટે આ પુષ્કર ક્ષેત્રમાં એક દિવ [illegible] વા આખા સિંહસ્થનું ફળ પ્રાપ્ત થા [illegible]

પાતકીલોકોના પાપનો નાશ કરવા માટે ઔદુંબર વૃક્ષના મૂલ માંથી ગંગા અવતીર્ણ થઇછે.

તેમજ બીજૂં કુશાવર્ત નામનું દુર્લભ તીર્થ અગણિત પુણ્યના સંચય વડે કરીને પ્રાપ્ત થયું છે. જ્યાં સુર્યગ્રહણસમયે પોતાના વજન જેટલું સુવર્ણદાન કરવાથી મહત પુણ્ય પ્રાપ્ત થાયછે. ગોદાવરીના સ્નાનથી, જપથી ધ્યાનથી તેમજ દાનથી મહાત્મનું પઠણ કરવાથી વળી શ્રવણથી પણ મનુષ્યને મુક્તી મળી શકેછે જે કોઇ ગોદાવરી માહાત્મનું ભક્તી ભાવથી પઠણકરે અને ભક્તીમાન લોકોને શ્રવણ કરાવે તેને પરમ પવિત્ર એવી ગતી પ્રાપ્ત થાયછે. પ્રાણી માત્રની ઇચ્છા સહેજમાં ફળીભૂત કરનાર

એ પ્રમાણે તીર્થયાત્રાદી વર્ણન વીશેનો શ્રી શંકર અને સ્કંદનો સંવાદ આ પ્રકરણમાં સમાપ્ત થયો.

॥ ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ॥

